# ઈસુનું પુનરાગમન

તથા

# તે સંબંધીની બે હજાર વર્ષની સાક્ષી.

# ઈસુનું પુનરાગમન

તથા

## તે સંબંધીની બે હજાર વર્ષની સાક્ષી.

---

ન્યુયોર્ક શહેરના ડૉ. આઈ. એમ. હૉલ્ડેમાનના એ વિષય પરના ભાષણનું ભાષાંતર.




પ્રસિદ્ધ કરનાર

રેવ. જે. આર. ટર્નબુલ, બી. એ.

મુ. અહેમદાવાદ.

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૩.

રૂ. ૦–૪–૦

# ઇસુનું પુનરાગમન

## તથા

## તે સંબંધીની બે હજાર વર્ષની સાક્ષી.

### પ્રકરણ ૧ લું.

છેક પહેલા સૈકાથી માંડીને હાલના સમય સુધીમાં ખ્રીસ્તના બીજીવારના આવવાનો અગત્યનો શાસ્ત્રસિદ્ધાંત મંડળીમાં કેવી રીતે મનાતો તથા ચર્ચાતો આવ્યો છે; તથા તેની માન્યતા પરત્વે મંડળીને એટલા લાંબા સમયમાં કેવો કેવો અનુભવ થયો છે, એનું ઐતિહાસિક વૃત્તાંત આ નાના પુસ્તકમાં આવે છે.

પહેલા સૈકામાં એ સંબંધી સાક્ષી આપનાર પાઉલ પ્રેરિતનો સાથી સુવાર્ત્તિક બાર્નાબાસ હતો. દેવના પસંદ કરેલા યહુદી લોકની ભ્રષ્ટતા તથા અવિશ્વાસને લીધે તેઓને મુકીને વિદેશીઓ મધ્યે સુવાર્તા પ્રગટ કરવા જવાનો ઠરાવ કરીને અંત્યોખ શહેરમાં એ બારીક પ્રસંગે પાઉલે તથા બાર્નાબાસે મોટે સાદે કહ્યું હતું કે, “તમે દેવની વાતનો નકાર કરોછો, ને અનંતજીવન પામવાને પોતાને અયોગ્ય ઠરાવો છો, માટે જુઓ, અમે વિદેશીઓ તરફ ફરીએ છીએ.”

તેજ બાર્નાબાસે ખ્રીસ્તના પાછા આવવા સંબંધી આવી સાક્ષી પુરી છે કે, “સાબ્બાથનો વિશ્રામ આવશે

જેમાં દેવનો દીકરો પ્રગટ થશે ને તે અધર્મના મર્મનો એટલે ખ્રીસ્ત વિરોધીનો વિનાશ કરશે. હવે જે ખરેખરો સાબ્બાથવાર, તે તો હજાર વર્ષના રાજ્યનો સમય છે, એમ કહેવાય. ખ્રીસ્ત જે રાજાઓનો રાજા છે, તે આ પૃથ્વી પર રાજ્ય કરવા પાછો આવશે, તે વેળા તે સઘળાં વાનાં પુરાં પવિત્ર તથા વ્યવસ્થિત કરશે."

ત્યાર પછી પહેલા સૈકાની આખરમાં, એટલે ઈ. સ. ૯૬ ની સાલમાં કલેમેંટ રૂમ શહેરમાં અધ્યક્ષ થયો. આજ કલેમેંટ વિષે પાઉલ ફિલિપીઓના પત્રના ચોથા અધ્યાયમાં કહે છે કે, તેનું નામ જીવનના પુસ્તકમાં છે. તે પોતે દૃઢ રીતે માનતો, એટલુંજ નહિ, પણ પોતાના લોકોને સંપૂર્ણ રીતે એવું શિખવતો હતો કે, ખ્રીસ્ત વહેલો આવવાનો છે. તે આવીને પ્રભુમાં મરણ પામેલાંઓને ઉઠાડશે ને પ્રભુની સેવા ખાતર પ્રાણ અર્પણ કરનારાઓને જીવનના મુગટો પહેરાવશે તથા પોતાને સારૂ રાજ્ય સ્થાપન કરશે. વળી તે આ વાત પણ કહેતો કે, જો આપણે દેવની નજરમાં જે યથાર્થ છે તે કરીશું, તો આપણે તેના રાજ્યમાં પ્રવેશ કરીશું ને, "આંખે જે જોયું નથી, ને કાને જે સાંભળ્યું નથી, ને માણસના મનમાં જે પેઠું નથી," તે સંબંધીનાં વચનો પ્રાપ્ત કરીશું, એ નિઃસંદેહ વાત છે." એ માટે આપણે ખ્રીસ્તના પાછા આવવાનો દિવસ જાણતા નથી; તેથી જેમાં પ્રેમ તથા ન્યાયીપણું વસે છે, એવા દેવના રાજ્યની વાટ હરઘડી જોતા રહીએ, એ વાત પણ તે પોતાના લોકોને વારંવાર કહેતો.

હેર્માસ કરીને પાઉલના સમયનો બીજો એક સંત થઇ ગયો. તેનું નામ પાઉલ રૂમીઓને પત્રના ૧૬ મા અધ્યાયમાં આવતી નામોની ટીપમાં કાઢે છે. તેણે 'ઘેટાંપાળક,' એ નામનું એક પુસ્તક લખ્યું હતું, જે પાછળથી ધર્મપિતૃઓ મધ્યે ઘણું પંકાયું હતું, એમ કહેવાય છે. પોતાના સંદર્શનની વાત કાઢતાં તે કહે છે કે, "પ્રભુ ભવિષ્યમાં પૃથ્વીને નવી કરશે ને દેવના ન્યાયી સેવકો તેમાં વાસો કરશે. વળી તે એવું પણ કહેતો હતો કે, હાલનો સમય દેવના લોકોને સારૂ શિયાળાની સુકી તથા દુઃખમય ઋતુ જેવો છે, પણ આવનાર યુગ મહિમાવન તથા સર્વ પ્રકારનાં ઉત્તમ ફળફૂલોથી ભરપુર ઉનાળાની ઋતુ જેવો થશે, એ ખાતરી પૂર્વક વાત છે."

ત્યાર પછી ઇ. સ. ૧૦૮ ની સાલે પોલીકાર્પ નામે એક સંત સ્મરના શહેરમાં અધ્યક્ષ હતો. તે યોહાન પ્રેરિતનો મિત્ર તથા શિષ્ય હતો. યોહાન તથા બીજા શિષ્યો જેમણે પ્રભુ ઈસુને દીઠો હતો તથા તેના મ્હોની વાતો સાંભળી હતી, તેઓની કહેલી વાતો તે બીજાઓને જણાવવામાં નિરંતર ઘણો આનંદ માનતો હતો. પ્રભુનો જે શિષ્ય વારંવાર તેની છાતી પર અઢેલતો હતો, તેનો ખાસ મિત્ર હોવાનો દાવો ધરાવનાર હોવાથી તેની આપેલી સાક્ષી ઘણી વજનદાર તથા અર્થસુચક હોવી જોઇએ, એ નિશ્ચય પૂર્વક છે. તેના સમયમાં કેટલાક નાસ્તિકો હતા જેઓ ખ્રીસ્તના પુનરૂત્થાન તથા પુનરાગમનની વાતનો અનાદર કરનારા હતા. તેઓ સાથેના વાદવિવાદ પ્રસંગે તે તેઓને દૃઢતાથી કહેતો હતો કે જો આપણે હાલના જમાનામાં

ખ્રીસ્તને કબુલ કરીને તેને આધીન થઇશું, તો આપણે આવનાર યુગનો વારસો અચૂક પામીશું. ખ્રીસ્ત આવીને આપણને મુએલાંમાંથી ઉઠાડશે ને આપણે સદાકાળ તેની સાથે રહીને રાજ્ય કરીશું, એ કેવી ધન્ય વાત છે! ખરેખર, દેવના ન્યાયી સેવકો જગતનો ન્યાય કરશે.

પોલીકાર્પના સમયમાં ઇગ્નેશીયસ નામે એક સંત અંત્યોખ શહેરમાં અધ્યક્ષ પદે હતો. તેના વિષે એક ઇતિહાસ લખનાર એવું કહે છે કે, તે પ્રેરિત પીતરની પછી અધ્યક્ષ થયો હતો. તેણે પોલીકાર્પના ઉપર એક વખત એવું લખ્યું હતું કે, "તું દરરોજ ખ્રીસ્તના જેવા થવાનો પ્રયત્ન કર. સમય ખંડી લઈને જે અનાદી તથા અદૃષ્યમાન પ્રભુ જે આપણી ખાતર ફરી પ્રગટ થવાનો છે, તેની વાટ દિન પ્રતિ દિન જોતો રહે.

ત્યાર પછી ઇ. સ. ૧૧૬ ની સાલમાં પાપીયસ નામે સંત ફ્રુગીયાના હાયરોપોલીસ શહેરમાં અધ્યક્ષ હતો. ઇરેનીયસ તેને વયોવૃદ્ધ પુરૂષ ગણતો હતો; કેમકે તેણે પ્રેરિત યોહાનને જોએલો હતો, એટલુંજ નહિ, પણ તેનો શિષ્ય હતો. પ્રભુ ઈસુના શિષ્યો સંબંધી લખતાં તે કહેતો હતો કે, જો કોઈ ભાઈ મને મળતો, કે જેણે પ્રભુના શિષ્યોને દીઠા હોય, તો તેની પાસેથી તેઓની કહેલી વાતો વિષે ચોકસાઇથી ખબર મેળવતો; કેમકે પુસ્તકો કરતાં પ્રભુને જીવતાં જીવ જોયો હોય, એવા માણસોના મુખની સાક્ષી મેળવવી, એ મારે મન વધારે જરૂરનું હતું. યુસીબીયસ નામે એક ઇતિહાસ લખનાર તેના વિષે કહે છે કે, તે

પાપીયસ સર્વ વિદ્યામાં તથા ધર્મ લેખોમાં ઘણો નિપુણ હતો. પણ તે પ્રભુ ઈસુના પુનરાગમનની વાતનો અનાદર કરનારો હતો; તેથી તેનાં લખાણોનું વજન ઘટાડવા ચાહતાં કહે છે કે, તે સંકુચિત વિચારનો માણસ હતો. પણ બીજો એક લેખક તેનાજ મતનો હોવા છતાં પાપીયસ વિષે કહે છે કે, તે ઘણા ભોળા દીલનો તથા બાળકના જેવો સાદો વિશ્વાસ કરનાર હતો, એટલું મારે કબુલ કર્યા વિના ચાલે એમ નથી. તેનાં લખાણોના તુટક તુટક ભાગ મળી આવ્યા છે. તેમાંના એક ભાગ ઉપરથી આ વાત મળી આવે છે કે, તે એવું માનતો હતો કે, "પ્રભુમાં મરણ પામેલાંઓના પુનરૂત્થાન પછી ખ્રીસ્ત પોતે આ પૃથ્વી પર હજાર વર્ષ રાજ્ય કરશે, એ નિઃસંદેહ છે.

ઉપર જણાવેલી સાક્ષીઓ જે માણસોએ પ્રભુ ઇસુના શિષ્યો જોડે મ્હોડેમ્હોડ વાતો કરી હતી, તેઓ તરફથી છે. તેઓ ખ્રીસ્તના વધસ્તંભે જડાયા પછી થોડાજ કાળને અંતરે થયા હતા; તેથી જાણે કે તેઓની સાક્ષીઓ પર સઘળા બનાવોની તાજીજ અસર હતી, એમ કહેવાય. તેઓની પરસ્પરની વાતચિત તથા બીજા લોકો આગળની તે સંબંધીની સાક્ષી પરથી સ્પષ્ટ જણાય છે કે, તેઓ જે પ્રભુને ખરા અંતઃકરણથી ચાહતા હતા, તથા જેની સેવા કરતા હતા, તે પ્રભુના આકાશથી આવવાની વાટ આતુરતાથી જોતા રહેતા હતા. પોતાના આખા આયુષ્યભર જ્યાં કહીં તેઓ ગયા ત્યાં દુતોની કહેલી આ વાતની સાક્ષી પુરતા ગયા કે, "એજ ઇસુ પાછો આવશે."

## પ્રકરણ ૨ જું.

ત્યાર પછી ઇ. સ. ૧૫૦ ની સાલમાં જસ્ટીન માર્ટર થયો. તેનો જન્મ રૂમ તાબેના સમરૂન પ્રાંતના જુના શખેમ શહેરમાં થયો હતો. તે નાની વયમાં ગ્રીક તત્ત્વવેતા પ્લાટોનો શિષ્ય થયો હતો. પ્લાટોના જેવો તે પણ એક હોશીયાર તત્ત્વવેત્તા નીકળ્યો ને ઝબ્બો પહેરીને તેના પંથનું શિક્ષણ આપતો. ખ્રીસ્તીધર્મ સ્વીકાર્યા બાદ પણ તે ઝબ્બો પહેરતો ને તત્ત્વવેતાની પેઠે લોકોને ખ્રીસ્તીધર્મનું શિક્ષણ આપતો તથા પુસ્તકો રચવાનું કામ પણ કરતો. 'તેણે ટ્રીફો નામે યહુદી સાથેનું સંભાષણ' એ નામનું પુસ્તક લખ્યું હતું. તે પુસ્તક લખવામાં તેનો હેતુ ઇસુ એજ મસીહ છે, એવું યહુદીઓને સાબિત કરી આપવાનો હતો. પોતાના પુસ્તકમાં એક ઠેકાણે તે કહે છે કે, હું તથા ધર્મની સર્વ બાબતોમાં ચુસ્ત એવા બીજા ખ્રીસ્તી લોકો માનીએ છીએ કે, પ્રભુમાં મરણ પામેલાંઓનું પુનરૂત્થાન થશે ને જેમ યશાયાહ તથા હઝકીયેલ વિગેરે બીજા ભવિષ્યવાદીઓ કહે છે, તેમ યરૂશાલેમ પુનઃસ્થાપિત, સુશોભિત તથા વિશાળ નગર થશે ને હજાર વર્ષના રાજ્ય દરમિયાન રાજનગર બનશે. વળી તેજ પુસ્તકમાં બીજે ઠેકાણે કહે છે કે, અમારામાંના એક જણ યોહાને પોતાને આપેલા પ્રગટીકરણ પ્રમાણે એવું ભવિષ્ય વચન કહ્યું છે કે, પ્રભુના વિશ્વાસુ સેવકો યરૂશાલેમમાં રહીને એક હજાર વર્ષ સુધી આ પૃથ્વી પર રાજ્ય કરશે. ત્યાર પછી છેલ્લું તથા આખરનું પુનરૂત્થાન તથા ન્યાયકરણ થશે.

એ સર્વ વાતો પરથી એવું સ્પષ્ટ રીતે જણાય છે કે, પ્રભુ ઈસુના બીજી વારના આગમન પછી ન્યાયીઓના રાજ્ય તથા સઘળી પ્રજા ઉપરની તેમની સત્તા કે હકુમત સંબંધીનો સિદ્ધાંત બીજા સૈકાના ખ્રીસ્તી લોકોમાં ધર્મ-ચુસ્તપણાની કસોટી કે લક્ષણ તરિકે માનવામાં આવતો હતો, એમ કહેવાય; કેમકે તે ઉપર જણાવે છે કે હું તથા બીજા ધર્મચુસ્ત ખ્રીસ્તી લોકો એ સિદ્ધાંત માનીએ છીએ.

લીયન્સ શહેરનો અધ્યક્ષ ઈરેનીયસ જસ્ટીન માર્ટર પછી ૨૦ વરસે થયો. તે જુવાનીમાં પાલીકાર્પનો મિત્ર તથા શિષ્ય હતો. પોલીકાર્પના વખતમાં યોહાન તથા પ્રભુના બીજા શિષ્યો હયાત હતા. તેમણે પોલીકાર્પની સાથે પ્રભુ ઈસુ વિષે તથા તેના શિક્ષણ વિષે વાતોચિતો કરી હતી. એ સર્વ વાતો પાછળથી તેણે પોતાના મિત્ર ઈરેનીયસને જણાવી હતી. પોતાના સમયના એક જુઠા ઉપદેશક પર પત્ર લખતાં ઈરેનીયસ કહે છે કે, મને પોલીકાર્પના ઉચ્ચારેલા શબ્દો સુદ્ધાં સ્પષ્ટ રીતે યાદ રહી ગયા છે. વળી તે સંબંધી તે જાણે કે લાગણીપૂર્વક એમ પણ કહેતો કે, જે વાતો મેં બાળપણમાં પોલીકાર્પના મ્હોડેથી સાંભળી હતી તે મારા અંતરમાં સંઘરી રાખી છે. જે જગ્યામાં બેસીને સન્માન્ય પોલીકાર્પે એ વાતો ઉચ્ચારી હતી તે જગ્યા, તથા તેનું ઉઠવું બેસવું તથા સાદી રહેણી કરણી તથા તેના શરીરનો ભવ્ય દેખાવ તથા પોતાની મંડળીમાં કરેલાં બોધભાષણો સંબંધીનો ચિતાર મારા મનમાં હયાત છે. વળી યોહાન પ્રેરિત તથા પ્રભુના બીજા શિષ્યો સાથેનો તેનો ગાઢો સંબંધ તથા તેઓનાં બોધ વચનો વિષે મને જણા-

વવાને તે ચુકયો ન હતો. પ્રભુના જે શિષ્યો તેની સાથે રહ્યા હતા, તેઓની કહેલી પ્રભુ ઈસુ સંબંધીની બધી વાતો, તથા તેના ચમત્કારો તથા બીજી મુદ્દાની વાતો પોલીકાર્પે મને જણાવી હતી. વળી તેણે તે વાતો પ્રભુ ઇસુના પોતાનાજ શિષ્યો કનેથી સાંભળી હતી તેનાં પ્રમાણો તે શાસ્ત્ર ઉપ-રથી આપતો હતો. એ માટે દેવની કૃપાએ કરીને જે વાતો મેં તેના સદ્દભક્ત પોલીકાર્પ પાસેથી ઘણી આતુરતાથી સાંભળી હતી તે મેં મારા અંતરમાં કોતરી રાખી છે, એમ કહેવાય.

ખાસ ત્રણ સદ્દભકતો જેઓ અનુક્રમિક કાળાંતરે થયા હતા તેઓની સાક્ષી ઉપર આપેલી છે. પહેલો યોહાન પ્રેરિત જે પ્રભુ ઇસુનો વ્હાલો શિષ્ય હતો ને જે તેની છાતી પર વારંવાર અઢેલતો હતો, તેણે આકાશ ઉઘડેલું દીઠું ને પ્રભુ ઈસુના માહિમાવાન આગમનની સાક્ષી પુરી. બીજો પોલીકાર્પ જેણે યોહાન પાસેથી પ્રભુ ઇસુ આ પૃથ્વીપર હતો ત્યારની ને પાછળથી જ્યારે યોહાન પાટમસ બેટ પર હતો તે વેળાની વાતો સાંભળી હતી, તેણે પ્રભુ ઇસુના પુન રાગમન વિષે સાક્ષી પુરી છે. ત્યારપછી ત્રીજો ઇરેનીયસ જેણે પોલીકાર્પ પાસેથી યોહાનની કહેલી વાતો સાંભળી હતી, તેણે પણ સાક્ષી પુરી છે. તેથી જેમ જુના કરારમાં લખ્યું છે કે, હરેક વાત બે જણના મ્હોની સાક્ષીથી સાબિત થાય છે, તેમ પ્રભુ ઈસુના મહિમાવાન આગમન સંબંધી તો એ કરતાં વધારે સાક્ષીઓ પુરનારા છે, તો તે વાત કેટલી વિશેષ ખાતરી પૂર્વક છે !

વળી ઈરેનીયસ ખ્રીસ્તના સમય પછી થોડેજ વરસે થયો હતો, તેથી તે એક વિશ્વાસુ તથા ખરા શાહેદ તરીકે સાક્ષી પુરે છે. " હું મારા બાપના રાજ્યમાં તમારી સાથે નવો દ્રાક્ષરસ પીશ. " એવું જે સુવાર્તામાં ખ્રીસ્તનું વચન છે, તે સંબંધી ઈરેનીયસ એવું કહેતો કે, એ વાત આ પૃથ્વી પરના હજાર વર્ષના રાજ્ય દરમિયાન પુરી થશે, એ સો વસા છે. લુકની સુવાર્તાના ૧૪ મા અધ્યાયમાં પ્રભુ ઇસુ બતાવે છે કે ખ્રીસ્તી માણસને ન્યાયીઓના પુનરૂત્થાનમાં બદલો મળશે. તે સંબંધી પણ ઈરેનીયસ કહેતો કે, જે પુનરૂત્થાન પ્રભુ ઇસુના આ પૃથ્વીપરના હજાર વર્ષના રાજ્ય અગાઉ થનાર છે, તેને આ વાત લાગુ પડતી હોવી જોઇએ. ઉપર જે આશીર્વાદ કે બદલાની વાત આવી, તેના વધુ પુરાવા પેટે તે કહેતો કે, દેવના ન્યાયી સેવકો જેઓ તેનામાં મરણ પામેલા છે, તેઓનેજ ખ્રીસ્તના આવવાની વેળાએ ઉઠાવવામાં આવશે ને તેઓ તેની સાથે હજાર વર્ષ રાજ્ય કરશે. તે અરસામાં સૃષ્ટિ પાપના શાપથી છુટીને નવી કરાશે ને હરેક પ્રકારના ફળ ફુલોથી ભરપુર થશે, એ નિઃસંદેહ વાત છે. વળી પાખંડીમતો પર લખેલા તેના પુસ્તકોમાંના પાંચમા પુસ્તકમાં એક ઠેકાણે તે ખ્રીસ્ત વિરોધી સંબંધી એવું કહેતો જણાય છે કે, " આ જગતપરની સઘળી વસ્તુઓનો વિનાશ કર્યાબાદ ખ્રીસ્ત વિરોધી સાડા ત્રણ વરસ રાજ્ય કરશે ને યરૂશાલેમના પવિત્ર મંદિરમાં બેસશે. એ સમયને અંતે પ્રભુ ઇસુ દેવ બાપના મહિમાએ વાદળો સુદ્ધાં આકાશથી ઉતરશે. તે વેળા તે વિનાશના દીકરાને અગ્નિકુંડમાં નાખી દેશે ને પોતાના ન્યાયી સેવકો સારૂ રાજ્ય સ્થાપિત

કરીને તેઓને સારૂ વિશ્રામ, હા સાબ્બાથનો પવિત્ર વિશ્રામ ઠરાવશે ને એમ ઈબ્રાહીમ પ્રત્યેના કરારનો પવિત્ર વચનનો વારસો સ્થાપિત કરશે. બીજે ઠેકાણે તે કહે છે કે, હજાર વર્ષના રાજ્ય દરમિયાન પ્રભુ ઇસુ આ પૃથ્વીને તેની અસલની પવિત્ર સ્થિતિમાં લાવશે ને ઉપરના યરૂશાલેમના નમુના પ્રમાણે આ પૃથ્વી પરનું યરૂશાલેમ ફરી બાંધવાવામાં આવશે. વળી તે એમ પણ કહેતો કે, પહેલા પુનરૂત્થાની વેળાએ દેવના ન્યાયીઓ ફક્ત ઉઠશે ને રાજ્યનો વારસો પામવાની જે વાત સુવાર્તામાં આવે છે, તે આ પૃથ્વી પરના હજાર વર્ષના રાજ્યને લાગુ પડે છે, એમાં કંઇ શક નથી.

---

## પ્રકરણ ૩ ત્રીજું.

---

ત્યારપછી ઇ. સ. ૨૦૦ની સાલમાં ટરટુલીઅન નામે એક સંત એ મતનો શાહેદ ઉભો થયો. તેનો જન્મ કાર્થેજ શહેરમાં થયો હતો ને તેનો બાપ રૂમી સેનાનો સુબેદાર હતો. એક ઇતિહાસ લખનાર તેને વિષે કહે છે કે, તે તીવ્ર મનોવૃત્તિનો, છટ્ટાદાર ભાષણ કરનાર, તથા મનોબળનો આવેશી માણુસ હતો. તેણે પોતાના વિશાળ જ્ઞાનનો ઉપયોગ પુસ્તકો લખવામાં તથા ધર્મ સિદ્ધાંતોના પુરાવાની નોંધ કરવામાં કર્યો હતો, એમ કહેવાય છે. પોતાના સમયના એક નાસ્તિકની વિરૂદ્ધ લખેલા પુસ્તકમાં તે કહે છે કે, અમારૂં માનવું ખરેખાત એવું જ છે કે, આકાશી રાજ્યની પ્રાપ્તિ અગાઉ દેવે અમને આ પૃથ્વી પરનું રાજ્ય આપ-

વાનું વચન આપેલું છે તે પૂર્ણ થશે. તે રાજ્ય અમને ન્યાયીઓના પુનરૂત્થાનં પછી મળનાર છે. તે વેળા અમે અવિનાશીપણાથી પહેરલા થઈને સર્વ આત્મિક વાનાંના ભરપુરપણાથી સંતુષ્ટ થઇશું, એ ખાતરીપૂર્વક વાત છે.

ટરટુલીઅનના પછી સીપ્રીઅન નામે એક સંત કાર્થેજનો અધ્યક્ષ થયો. ટરટુલીઅનનાં લખાણોથી તેના મન પર ઉંડી છાપ કે અસર પડી હતી ને તે હજાર વર્ષના રાજ્યનો દઢ હિમાયતી હતો. ત્યાપછી ઇ. સ. ર૬ર ની સાલમાં નીપોસ નામે બીજો એક સંત મિસરનો અધ્યક્ષ થયો. તે ખ્રીસ્તના બીજી વારના આગમન તથા હજાર વર્ષના રાજ્ય વિષેનો બોધ સર્વ ઠેકાણે કરતો હતો. પરંતુ એજ અરસામાં કેટલાક જણ એ મતનો અનાદર કરનારા ઉભા થયા હતા, એ દીલગીરી ભરેલું છે. એમ છતાં એ સિદ્ધાંતને અંગે નીપોસ એવી સબળ દલીલો આપતો હતો કે, આલેકઝાંદ્રિયાના ડાયોનીસીયસને એ સિદ્ધાંતનું ખંડન કરવાનું બીજું કંઈ બહાનું મળ્યું નહિ તેથી તે એવું કહેતો કે, પ્રગટીકરણનું પુસ્તક યોહાન પ્રેરિતે લખ્યું ન હતું. વળી તે પુસ્તકની વાતો માણસની સમજ બહારની છે. એવાજ પ્રકારની દલીલ ત્યારપછીથી તે મતનો અનાદર કરનારાઓ ખ્રીસ્તના ત્વરિત આગમન સંબંધી આપતા રહ્યા છે, એમ કહેવાય. તે ઉપરાંત તે માણસ એમ પણ કહેવાની હીમત ધરતો કે પવિત્ર શાસ્ત્રની વાતો લખ્યા પ્રમાણે નહિ પણ લાક્ષણિક અર્થમાં સમજવાની છે. એ પ્રકારનું શિક્ષણ આપનાર પહેલ વહેલો ઓરીજેન નામે એક નીપુણ તથા બાહોશ વિદ્વાન આલેકઝાંદ્રિયાની શાસ્-

શાળાનો મુખ્ય શિક્ષક થઈ ગયો. પવિત્રશાસ્ત્રની વાતો આત્મિક કે લાક્ષણિક અર્થમાં સમજવાની છે, એવો મત ફેલાયાથી પવિત્ર શાસ્ત્રની વાતોની અવગણના તથા તિરસ્કાર થયાં છે, તેટલાં બીજા કશાથી નહિ થયાં હોય, એમ કહેવાય. એમ છતાં નીપોસ પોતાની સબળ દલીલો આપતો બંધ થયો નહિ. તેણે તેઓને 'સંદર્શઆની' સંજ્ઞા આપી હતી; કેમકે તેઓ પવિત્ર શાસ્ત્રની સાદી તથા સરળ વાતોનો અનાદર કરનારા હતા,

ત્યાર પછી ઈ. સ. ૩૦૦ ની સાલમાં લેકટાનશીયસ નામે એક સંત થયો: તેને મોટા રૂમી વક્તા સીસરોની ઉપમા આપવામાં આવી હતી. તેને લાટીન ભાષાનું સારૂં જ્ઞાન હતું; તેથી તેને કાન્સટનટીન બાદશાહના પુત્રનો શિક્ષક ઠરાવવામાં આવ્યો હતો. ખ્રીસ્તી ધર્મના મુળતત્વો સંબંધીના પોતાના લખેલા પુસ્તકમાં તે એક ઠેકાણે લખે છે કે, "પરાત્પર દેવના ઠરાવથી એવું નિર્માણ થયલું છે કે, હાલનો સર્વ અન્યાયે ભરેલો જમાનો થોડીવારમાં પુરો થશે. તે વેળા સઘળી ભુંડાઇનો અંત આવશે ને દેવના ન્યાયી સેવકો આશીર્વાદિત જીવનથી વેષ્ટિત થઇને શાંત વિશ્રામના તથા સર્વ સુખશાતાના જમાનામાં પ્રવેશ કરશે. તે અરસામાં પ્રભુ ઈસુ પોતે આ પૃથ્વી પર રાજ્ય કરશે. તે વેળાએ ન્યાયી રાજા જે ખ્રીસ્ત, તેની તરફથી જીવતાં રહેનારાંઓનો તથા મુએલાંઓ સંબંધીનો ન્યાય પ્રકટ થશે ને પૃથ્વીપરની સઘળી પ્રજાઓ દેવના સેવકોની સત્તા તળે મુકવામાં આવશે. તે વેળાએ જેઓ પ્રભુમાં મરણ પામેલાં છે તેઓને ખ્રીસ્ત ઉઠાડશે ને તેઓની સાથે આ

પૃથ્વી પર રાજ્ય કરશે. તે સમયે પ્રભુ ઈસુ પવિત્ર નગર જે યરૂશાલેમ તેને ફરીથી બાંધશે. એ રાજ્ય હજાર વર્ષની મુદત સુધી ટકી રહેશે. તેને અંતે સર્વ દુષ્ટ પ્રજાઓનો ન્યાયચુકાદો પ્રગટ કરવામાં આવશે. તે વેળા દુષ્ટો સર્વકાળિક ન્યાયશાસનમાં જશે; પણ ન્યાયીઓ દેવના રાજ્યમાં પ્રવેશ કરશે. જે છેલ્લું તથા આખરનું પુનરૂત્થાન કહેવાય છે તે આજ છે. એ સિદ્ધાંત જે સર્વ જમાનાના પવિત્ર ભક્તો દેવની ખરી મંડળીના લોકોને શિખવતા આવ્યા છે, તે અમે અંતઃકરણ પૂર્વક સ્વીકારીએ છીએ."

પહેલાં બે ત્રણ સૈકા જેમાં કંઇ મતમતાંતરો ઉભા થયા નહતા, તેથી તે નિર્મળ અરસામાં ઇસુના બીજીવારના આગમનનો નિર્વિઘ્ને સ્વીકાર કરવામાં આવતો હતો. પરંતુ એટલું તો ખરૂં કે એ સિદ્ધાંતને અંગે ઘણી તર્કવિતર્કિત અતિશયોક્તિઓ કરવામાં આવતી હતી. વળી પ્રેરિતો પણ ખરૂં જોતાં કેવળ મનુષ્યોજ હતા, તેથી પવિત્ર આત્માની સહાય વિના તેઓએ પણ બીજા સાધારણ માણસોના જેવીજ ભૂલો એ મત સંબંધી કરેલી જણાય છે. જો કે એ સિદ્ધાંતનો જેમ જોઇએ તેમ સ્પષ્ટ રીતે સ્વીકાર ખ્રીસ્તની મંડળીમાં વારંવાર થયો નહતો; તોપણ સર્વ જમાનાના દેવના ખરા ભક્તો મધ્યે એની માન્યતાને અંગે ઘણી અસમાનતા કે વિરૂદ્ધતા ઉભી થયલી માલમ પડી નથી, એમ કહેવાય. એ ઉપરથી એકંદર રીતે એમ કહી શકાય એમ છે કે, સર્વ જમાનાની ખ્રીસ્તની ખરી મંડળીનો વિશ્વાસ તેના આ વચન પર ટેકેલો હતો કે, "હું પાછો આવીશ ને તમને મારી પાસે લઇશ."

ત્યાર પછી ઈ. સ. ૩૨૫ ની સાલમાં જોકે કાન્સટન્ટીન બાદશાહ તરફથી કેટલોક વિરોધ વેઠવો પડયો હતો; તોપણ તે વખતે ભરાયલી નીસેનની મહાસભામાં દુનીયાના જુદા જુદા ભાગોમાંથી આવેલા ૩૧૮ ધર્માધ્યક્ષોએ એકઠા મળીને એ સિદ્ધાંતની માન્યતા સંબંધી નીચેની નોંધ કરી હતી.

" અમે પવિત્ર લેખ પ્રમાણે મોટા દેવ તથા તારનાર આપણા પ્રભુ ઇસુના આવવાની વેળાએ નવાં આકાશ તથા નવી પૃથ્વીની અપેક્ષા રાખીએ છીએ. વળી દાનીયેલ ભવિષ્યવાદી કહે છે, તેમ પરાત્પર દેવના સેવકોને રાજ્ય પ્રાપ્ત થશે. એ રાજ્ય સર્વ પ્રકારના અન્યાયથી શુદ્ધ કરાયલી, પવિત્ર તથા મુએલાંઓની નહિ, પણ જીવતાંઓની ભૂમિ પર સ્થાપિત થશે. ઈશ્વરભક્ત દાઉદ પણ વિશ્વાસની દૃષ્ટિએ એને નિહાળતાં કહે છે કે, " હું જીવતાંઓની ભૂમિમાં યહોવાહનો પરોપકાર જોવાની ઉમેદ ધરાવું છું." ખરેખર, તે લીન તથા નમ્રજનોની ભૂમિ થશે એમાં કશો શક નથી. પ્રભુ ઇસુ પણ કહે છે, કે, "જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે; કેમકે તેઓ પૃથ્વીનું વતન પામશે." વળી યશાયાહ ભવિષ્યવાદી તે સંબંધી કહે છે કે, "દીન તથા નમ્રના પગ તે ભૂમીને ખુંદશે."

ખ્રીસ્તના બીજી વારના આગમન સંબંધીની નીસેનની મહાસભાની ઉપરની શાહેદી પુરાતન કાળની મંડળીની એ મતની માન્યતામાં કેવી ઐકયતા હતી, એ દર્શાવે છે.



## પ્રકરણ ૪ થું.

હવે જો આપણે મંડળીનો ઇતિહાસ તપાસીએ તો માલમ પડશે કે, સર્વ જમાનાની ખ્રીસ્તની ખરી મંડળીના ધર્મપિતૃઓ તથા સંતો ખ્રીસ્તના પુનરાગમનની તથા જે વિષે પવિત્ર શાસ્ત્રમાં ખાસ વચન આપેલું છે, તે હજાર વર્ષના મહિમાવાન રાજ્યની આશા તથા અપેક્ષા રાખવામાં સંમત કે સમ્ભાવના ધરાવનારા હતા.

પુરાતન મંડળીનો ઇતિહાસ લખનાર યુસબીયસ કહે છે કે, "મારા સમયના ઘણાખરા ધર્મોપદેશકો તથા અધ્યક્ષો ખ્રીસ્તનું પુનરાગમન હજાર વર્ષના રાજ્ય અગાઉ થનાર છે, એ શાસ્ત્રસિદ્ધ મત માનનારા હતા.

ગીસલર નામે એક માણસ પોતાના લખેલા મંડળીના ઇતિહાસના પુસ્તકમાં એક ઠેકાણે કહે છે કે, "મારા સમયમાં પણ એ મત સર્વત્ર પ્રચલિત થયો હતો ને નાસ્તિકો સિવાય બીજા કોઇ તે સંબંધી વાંધો ઉઠાવનારા ન હતા. ડૉ. બોનાર "ભવિષ્યવાદોનું દિગ્દર્શન," એ નામના પોતાના પુસ્તકમાં એક ઠેકાણે કહે છે કે, પહેલાં ત્રણ ચાર સૈકામાં એ મત સર્વત્ર પ્રચાર પામ્યો હતો, એ વાત ઇતિહાસ પરથી સાબિત થાય છે.

મનચર નામે એક માણસ પોતાના પુસ્તકમાં એક ઠેકાણે સાક્ષી પુરે છે કે, શરૂઆતનાં ત્રણ ચાર સૈકામાં સઘળા ધર્મોપદેશકો એ મતનો એકાનુમતે સ્વીકાર કરનારા હતા.

ચીલીંગવર્થ કહે છે કે, ગમે તે શાસ્ત્ર સિદ્ધાંત હોય, પણ જો તે કોઇ પણ જમાનાની મંડળીના સુપ્રસિદ્ધ ધર્મ પિતૃઓએ એકાનુમતે સ્વીકારેલો હોય, ને તે સમયનાં

બીજા કોઈ માણુસ તેની વિરૂદ્ધ વાંધો ઉઠાવનાર ન હોય, તો એટલા પરથી સાબિત થાય છે કે તે મત તે સમયનો સર્વમાન્ય સિદ્ધાંત છે. ત્યારે, હવે, જો ખ્રીસ્તના પુનરાગમનનો સિદ્ધાંત પ્રેરિતો પછીના સમયના સુપ્રસિદ્ધ ધર્મ પિતૃઓએ સ્વીકારેલો હતો ને તે સમયમાં તે વિરૂદ્ધ વાંધો ઉઠાવનાર પણુ કોઈ ન હતા, તો તે મત તે જમાનાની સાર્વત્રિક મંડળીનો સર્વમાન્ય સિદ્ધાંત હોવોજ જોઇએ.

સ્ટાકહાઉસ પોતાના સર્વાંગ ઈશ્વર વિદ્યાના પુસ્તકમાં એક ઠેકાણે કહે છે કે, ખ્રીસ્તના પુનરાગમન તથા હજાર વર્ષના રાજ્યનો સિદ્ધાંત કે મત એક વેળા સઘળા ધર્મ ચુસ્ત ખ્રીસ્તીઓ એકાનુમતે માનતા હતા, એ ખાતરીપૂર્વક છે.

અધ્યક્ષ ન્યુટન કહે છે કે, પહેલાં ત્રણુ સૈકાં જેમાં મતમતાંતરોનું નામ નિશાન સરખું નહતું, તે અરસામાં એ સિદ્ધાંત સાર્વત્રિક મંડળીનો સામાન્ય સિદ્ધાંત થઈ પડયો હતો, એ નિશ્ચયપૂર્વક વાત છે. વળી અધ્યક્ષ રસલ સાક્ષી પુરે છે કે, ચોથા સૈકા સુધી તે મત સાર્વત્રિક મંડળીનો નિર્વિવાદિત સિદ્ધાંત ગણાતો હતો.

મોશીમ નામે એક માણુસ કહે છે કે, બીજા સૈકામાં કોઈપણુ પ્રકારના બાધ કે વિરોધ સિવાય જગતના અંત અગાઉના ખ્રીસ્તના આ પૃથ્વી પરના હજાર વર્ષના રાજ્યનો સિદ્ધાંત ઘણો પ્રચાર પામ્યો હતો. ત્રીજા સૈકામાં જ્યારે ઓરીજેન નામનો વિદ્વાન ઉભો થયો; ત્યારે તે સંબંધીના તેના સખત વિરોધને લીધે તેની કેટલીક અવગણુના થવા લાગી, એમ કહેવાય છે. તેનું કારણુ એ હતું કે, એ સિદ્ધાંતની માન્યતા તેના કેટલાક મતની આડે આવતી

હતી. જેમ પાછળ કહ્યું તેમ તે વિદ્વાન ખ્રીસ્તીના પુનરાગમન તથા હજાર વર્ષના રાજ્યના મહિમાને અંગે આપેલાં શાસ્ત્રમાંનાં વચનોનો આત્મિક કે અલૌકિક અર્થ કરતો હતો.

નીનડર નામે મંડળીના ઇતિહાસનો પ્રખ્યાત લેખક કહે કે, “ યહુદીઓથી ચાલતી આવેલી એવી એક માન્યતા પુરાતન કાળની મંડળીના લોકોમાં દાખલ થવા પામી હતી, કે જે તેમની ચાલતી સ્થિતિને અનુકુળ થઈ પડી હતી. તે માન્યતા એવી હતી કે જગતના અંતે ખ્રીસ્ત આ પૃથ્વી પર હજાર વર્ષનું રાજ્ય સ્થાપિત કરશે. તે અરસામાં સર્વ જમાનાના પવિત્ર ભકતો પરસ્પરની પવિત્ર સંગતમાં એકઠા રહેશે. વળી આ પૃથ્વીને બનાવતાં દેવને છ દિવસ લાગ્યા હતા ને સાતમો વાર દેવે આરામનો ઠરાવ્યો હતો. તેજ પ્રમાણે ગીતશાસ્ત્ર ૯૦; ૪ માં બતાવ્યા પ્રમાણે હજાર વર્ષ એક દિવસના સરખાં ગણ્યાં છે, તેથી આ જગત ૬ હજાર વર્ષ સુધી ટકશે, ને ત્યારબાદ એક હજાર વર્ષનું શાંતિનું રાજ્ય સાબ્બાથ દિવસ સરખું આ પૃથ્વી પર ચાલશે. એ વાતથી સતાવણી દરમિયાન દેવના લોકોને ભારે દિલાસો કે આશ્વાસન મળતું; કેમકે આ પૃથ્વી જે એક વેળા તેઓના દુઃખનું સ્થાન થઈ પડી હતી તેજ પૃથ્વી પર ખ્રીસ્તની મંડળી સંપૂર્ણ જયવાન તથા મહિમાવાન સ્થિતિ ભોગવશે, એવું દેવનું વચન છે.”

---

## પ્રકરણ ૫ મું.

હાલના સમયના સાક્ષીઓમાં ગીબન નામે એક માણસનું નામ આગળ પડતું છે. તેણે મોટા રૂમી રાજ્યની

પડતી તથા પાયમાલી સંબંધી ઇતિહાસનો એક મોટો ગ્રંથ લખ્યો છે. પરંતુ દીલગીરીની વાત છે કે, તેણે પુરાતન ખ્રીસ્તીઓ વિરૂદ્ધ ઘણાં મર્મવચન કે સખત ટીકા ભરેલાં લખાણો લખ્યાં છે. તેથી ખ્રીસ્તના પુનરાગમન તથા હજાર વર્ષના રાજ્યનો મત માનનારાઓની તરફદારી નજ કરે, એ સ્વાભાવિક છે. તેમ છતાં ખ્રીસ્તી ધર્મ પ્રત્યે કંઇક અનુકંપા કે લાગણી પૂર્વક પોતાના ઇતિહાસના પહેલા પુસ્તકમાં એક ઠેકાણે તે કહે છે કે, પુરાતન મંડળીના લોકો એકાનુમતે માનતા હતા કે, જગતનો અંત છેક નજીક છે, તે સંબંધી પ્રભુ ઇસુના કેટલાક પ્રેરિતોએ પણ ઘણાં આગમવચનો ઉચ્ચારેલાં હતાં. તે વાતોના સંપ્રદાયિક વૃત્તાંત પ્રમાણે પ્રેરિતો પછીના કાળની મંડળીના લોકો તથા જેઓ ખ્રીસ્તની કહેલી વાતો જેવા છે તેવાજ અર્થમાં સમજતા હતા, તેઓ સઘળા પોતાની પેઢીનો પુરેપુરો નાશ થયા અગાઉ પ્રભુ ઇસુના મહિમાવાન પુનરાગમનની અપેક્ષા રાખતા હતા. વળી તે કહે છે કે, જેટલો વખત એ ભૂલભરેલો મત કંઇક સારા હેતુઓને સારૂ મંડળીઓમાં ચાલુ રહ્યો; ત્યાં સુધી એટલું તો ખરૂં કે તેને લીધે તે ધન્ય તથા મોટા દિવસની વાટ આતુરતાથી જોનારા દેવના લોકોના વિશ્વાસ તથા જીવન પર ઉત્તમોત્તમ અસર થયા વિના રહી નહતી. હજાર વર્ષના રાજ્યનો પુરાતન તેમજ સર્વમાન્ય સિદ્ધાંત માનનારાઓ ખ્રીસ્તનું પુનરાગમન વહેલું થવાનું છે, એવું પણ માનતા હતા; કેમકે એ વાતો વચ્ચે પરસ્પર નિકટનો સંબંધ છે. આ સૃષ્ટિ તથા સઘળી ઉત્પન્ન થયલી વસ્તુઓને બનાવતાં દેવને છ દિવસ લાગ્યા હતા. તે ઉપ-

રથી એવી માન્યતા ચાલુ રહી છે કે, તે સર્વનો નિભાવ પણ ૭ હજાર વર્ષની મુદ્દતનો ઠરાવેલો છે. વળી એ ઉપરથી એવું પણ અનુમાન નીકળતું હતું કે, ૭ હજાર વર્ષનો લાંબો તથા કષ્ટમય જમાનો જે હવે લગભગ પૂર્ણ થવા આવ્યો છે, તેને અંતે એક હજાર વર્ષ પર્યંતના આનંદિત સાબ્બાથ વારનો આરંભ થશે. તે અરસામાં પ્રભુ ઇસુ પોતાના દસ હજાર પવિત્રો તથા જીવતા રહેનારાઓ તથા મુએલાંઓમાંથી સજીવન કરાયલાઓની શુદ્ધ તથા પવિત્ર મંડળી સુદ્ધાં છેલ્લા તથા મોટા સામાન્ય પુનરૂત્થાનના સમય પર્યંત આ પૃથ્વી પર રાજ્ય કરશે.

તેજ લેખક એનાએજ પુસ્તકમાં બીજે ઠેકાણે કહે છે કે, ખ્રીસ્તના પુનરાગમન પછી પ્રગટ થનાર આ પૃથ્વી પરના હજાર વર્ષના રાજ્ય સંબંધીના અભય વચનની ખાતરી ધર્મપિતૃઓએ, એટલે જસ્ટીન માર્ટર તથા ઈરેનીચસ જેઓએ પ્રભુ ઈસુના પોતાના શિષ્યો સાથે વાતચિત કરી હતી, તેઓથી માંડીને તે લાકટાનશીયસ જે કાનસટનટીન બાદશાહના પુત્રનો શિક્ષક હતો, તેના વખત સુધીના સઘળા ધર્મપિતૃઓએ સંભાળપૂર્વક પોતા પછી આવનારના મન પર ઠસાવી હતી. એ ઉપરથી એવું માલમ પડે છે કે, ખરેખર, એ મત સઘળા ધર્મચુસ્ત ખ્રીસ્તીઓનો મુદ્દાનો વિષય થઈ પડયો હતો, એમાં કંઈ શક નથી. વળી નીચેની વાત મર્મવચન તરીકે બોલતાં છતાં તે કેવળ સત્યજ ઉચ્ચારતો જણાય છે. “ એવો મત માણસ જાતનો મન પસંદ તેમજ ભયોત્પાદક વિષય હોવાથી ખ્રીસ્તી ધર્મનો પ્રસાર કરવામાં કેટલેક અંશે મદદરૂપ થઇ પડયો હશે,

એમ સમજાય છે." પરંતુ તે પોતાનો સખત વિરોધ તો આ વાત કાઢીને દર્શાવતો હોય, એમ જણાય છે. "જ્યારે કોઇ ઈમારતનું ચણતર કામ પુરૂં થાય છે, ત્યારે પાલખ અસેડી નાંખવી પડે છે; તેજ પ્રમાણે આ પૃથ્વી પરના હજાર વર્ષના રાજ્યનો સિદ્ધાંત પણ પ્રથમ ઉંડા ભાવાર્થી દૃષ્ટાંત તરીકે ગણવામાં આવ્યો હતો; પરંતુ રફતે રફતે તેની અવગણના એટલે સુધી થઈ કે, તે સંબંધી ઘણા જણના મનમાં સંદેહ ઉત્પન્ન થવા માંડયો. એ કારણથી વિસાત વગરના, પાખંડી તથા ધર્માંધપણાના સમયમાં કલ્પી કાઢેલા મત તરીકે તેનો ઇનકાર કરવામાં આવ્યો હતો."

કીટો નામે એક માણસ પવિત્રશાસ્ત્રના પોતાના સાહિત્ય ગ્રંથમાં હજાર વર્ષના રાજ્ય સંબંધીના વિષય પર લખતાં આવી વાત કાઢે છે કે, "બીજા સૈકામાં એ મત સર્વત્ર મંડળીઓમાં પ્રચલિત થયો હતો. પરંતુ ઓરીજેન વિદ્વાનના વિરોધથી તેની કેટલીક અવગણના કરવામાં આવી હતી. ત્યાર પછી ચોથા સૈકામાં આગસ્ટીન, જેરોમ તથા બીજા કેટલાક સંત એ મતનો અનાદર કરનારા હતા.

જર્મનીમાં ગીસન ખાતેની પાઠશાળાના ખ્રીસ્તી ધર્મના ઇતિહાસનો પ્રખ્યાત શિક્ષક આડોલ્ફ હાર્નાક પોતાના સર્વ વિદ્યાસંગ્રહ ગ્રંથમાં હજાર વર્ષના રાજ્ય સંબંધી એમ કહે છે કે, ખ્રીસ્તના પુનરાગમન તથા હજાર વર્ષના રાજ્ય સંબંધીનો સિદ્ધાંત કે મત એટલો પુરાતન છે કે તેને ખ્રીસ્તી ધર્મના ખાસ અગત્યના સિદ્ધાંત તરીકે માનવામાં કંઇ પણ બાધ હોય એ બનવા જોગ નથી.

શેલ્ડન નામે મંડળીનો ઇતિહાસ લખનાર એક મા-

ણુસ એવું કહે છે કે, "ખ્રીસ્તના પુનરાગમન પછી પ્રકટ થનાર હજાર વર્ષના રાજ્યનો મત પહેલા તેમજ બીજા સૈકામાં અગત્યનો ધર્મ સિદ્ધાંત ગણાતો હતો. ધર્મપિતૃઓ એવું માનતા હતા કે, ખ્રીસ્ત વિરોધી પ્રથમ ઉભો થશે ને રાજ્ય ચલાવશે. પરંતુ ખ્રીસ્તના પુનરાગમનની વેળાએ તેનો પરાજય થશે. ત્યાર પછી આ પૃથ્વી પરનું ખ્રીસ્તનું હજાર વર્ષનું રાજ્ય સ્થાપિત થશે, એ નિઃસંદેહ છે."

ક્રીપન નામે એક માણુસ ખ્રીસ્તી ધર્મના સિદ્ધાંતોના ઐતિહાસિક ગ્રંથમાં એવું કહે છે કે પુરાતન કાળના ધર્મપિતૃઓ પ્રભુ ઇસુના વહેલા આગમનની આશા રાખતા હતા. વળી તે બીજે ઠેકાણે કહે છે કે, તેઓ એવું પણ માનતા હતા કે, પહેલા પુનરૂત્થાનની વેળાએ પ્રભુમાં મરણ પામેલાંઓ ઉઠશે; પરંતુ બીજા પુનરૂત્થાનની વેળાએ સઘળા માણુસો ઉઠશે. એ બે પુનરૂત્થાન વચ્ચેના સમયમાં ખ્રીસ્ત યરૂશાલેમમાં એક હજાર વર્ષ પોતાના પવિત્ર સંતો પર રાજ્ય કરશે. એ મત માનનારાઓમાં બાર્નાબાસ, હેર્માસ પાપીયસ, જસ્ટીન માર્ટર તથા ઇરેનીયસ, એઓ મુખ્ય હતા. તે બીજે ઠેકાણે કહે છે કે, રૂમી રાજ્યમાં દેવના લોકોપર સતાવણી તથા અધમ સ્થિતિના પ્રસંગો જેમ જેમ વધારે આવતા જતા, તેમ તેમ ખ્રીસ્તના ત્વરિત પુનરાગમન તથા આ પૃથ્વીપરના શાંતિમય રાજ્યના મતનો વધુ પ્રસાર થતો ગયો હતો, એમ કહેવાય છે.

ઉપર જણાવી તે સિવાય બીજી અસંખ્ય શાહેદીઓ એ મતના પુરાવાને અંગે આપી શકાય એમ છે. પરંતુ સર્વ ઉપરથી આજ વાત સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે,

પુરાતન કાળની મંડળીના લોકો એક વેળા પવિત્રોને આપેલા વિશ્વાસનું પાલણ કરનારા તથા દેવનો દીકરો જે એક વેળા તેઓને સારૂ વધસ્તંભે જડાયો હતો, તેના પરાક્રમ તથા મહિમા સહિતના આગમનની, તેમજ આ પૃથ્વી પરના ન્યાયીપણાંના તથા મહિમાવાન હજાર વર્ષના રાજ્યની આશા કે અપેક્ષા રાખનારા હતા.

## પ્રકરણ ૬ ઠું.

આખું જગત ખ્રીસ્તની સુવાર્તાનો અંગીકાર કરીને દેવની ગમ ફરશે, એવી તેઓ કદી આશા ધરાવતા નહિ. પરંતુ વખત જતાં ભ્રષ્ટતા વધતી જશે ને પાપનો માણસ એટલે ખ્રીસ્ત વિરોધી પ્રગટ થશે, એવું તેઓ માનતા હતા. વળી તેઓનું એવું પણ ધારવું હતું કે, ન્યાયીપણાની ખાતર દેવના લોકો જેમ જેમ વધારે સતાવણી ભોગવે છે તેમ તેમ જગતમાંના લોકો પર ભારે વિપત્તિનો સમય નજીક નજીક આવતો જાય છે. પરંતુ એટલું તો ખરૂ કે તેઓ એવું માનીને બેસી રહ્યા નહિ, પણ આ જગતમાંથી દેવના પસંદ કરેલા લોકોની ખ્રીસ્તની મંડળી સંપૂર્ણ થાય, એ સારૂ તેની સુવાર્તાનો પ્રસાર વધારે આગ્રહ તથા ત્વરાથી કરવા લાગ્યા હતા. તેઓ પોતાના આયુષ્યના સર્વ દિવસોભર આજ પ્રાર્થના કરતા હતા કે, "ઓ પ્રભુ ઇસુ આવ."

પરંતુ એ વખત પછી એટલે કાનસ્ટનટીન બાદશાહની કારકીર્દીમાં જે સમયે તેણે પોતાના દુશ્મન પર જય મેળવ્યો, તે પછી મંડળીની સ્થિતિમાં રૂપાંતર કરાવનાર

જમાનો શરૂ થયો. એક વખત તેણે બપોરને સમયે આકાશમાં એક ચળકતા વધસ્તંભની ચમત્કારિક પ્રતિમા દીઠી હતી. તે સંબંધીની અજાયબી લોકવાર્તા લડાઇમાં મેળવેલા વિજય પછી સર્વત્ર ફેલાઇ ગઇ. એવા માર્મિક બનાવથી બાદશાહને ખ્રીસ્તી ધર્મ કબુલ કરવાની આવશ્યકતા જણાઈ. તેને એવી ખાતરી થઈ કે મારા પર દેવની પ્રસન્નતા થઈ છે, એટલુંજ નહિ, પણ ખ્રીસ્તી ધર્મના રક્ષક તથા તેની વૃદ્ધી કરનાર તરીકે દેવે મને ઉભો કીધો છે. તેના ગુપ્ત મનોરથો ગમે તેવા હો, તોપણ એ પ્રપંચી બાદશાહ પોતાના મરણ પર્યંત બાપ્તિસ્મા પામ્યા વિનાનો ઉમેદવાર રહ્યો હતો. કદાપિને તેનો હેતુ એટલોજ હશે કે, ખ્રીસ્તી ધર્મના સ્વીકારથી તેના રાજતંત્રની મહત્વાકાંક્ષી યોજનાઓ બર આવશે. એ ઉપરથી તેણે બુદ્ધિપૂર્વક તથા સમયસુચકતા વાપરીને ખ્રીસ્તી ધર્મને રાજધર્મનું સ્વરૂપ આપ્યું હતું.

તેની કારકિર્દીમાં મંડળીની સ્થિતિમાં જેવું રૂપાંતર થવા પામ્યું હતું, તેવું બીજા કોઇ પણ અસાધારણ બનાવથી પણ થયું ન હોત, એ ખાતરી પૂર્વક વાત છે. તે પહેલાં મંડળી કેવળ સતાવણી તથા ધિક્કાર પામેલી ગણાતી હતી. તે હવે, મોટા રૂમી રાજ્યના આશ્રય હેઠળ સન્માન તથા પ્રશંસા પામવા લાગી. રાજ્યમાં સૌથી ઉંચા દરજ્જાના અધિકારીથી તે ગુલામ સુધી સઘળા માણસો મંડળીનો આશ્રો ધરવા લાગ્યા. દેવના તેડા વિષે અજાણ તથા આત્માનો પુનર્જન્મ કરનાર પવિત્ર આત્માના પરાક્રમનો અનુભવ પામ્યા વિનાના માણસોનાં ટોળેટોળાં મંડળીના પવિત્ર ભક્તોની સંગતમાં ભળ્યાં ને મંડળીના બહારના

વિધિસંસ્કારોનું પાળણું હોંસભેર કરવા લાગ્યા. રાજદર-બારમાં ખ્રીસ્તી ધમ નો સ્વીકાર કરવાની વાત સાધારણ થઈ પડી હતી; તો પછી ઝુપડામાં પડી રહેનાર ગરીબની તો વાતજ શી કરવી. એક અન્યાયી ગુનેગાર તરીકે મરણ દંડ ભોગવનાર તારનારના વધસ્તંભની પ્રતિમા બાદશાહી સેનાના વાવટા પર ધર્મના પવિત્ર ચિહ્ન તરીકે ફરકવા લાગી. મંડળીના નવા શિખાઉ સભાસદોના સુર સ્વર્ગમાંની પવિત્ર કુંવારીઓના ગાયન સુરથી ચઢતે દરજ્જે સંભળાવા લાગ્યા. જે દેવાલયોમાં અસલના રૂમી દેવ દેવીઓની પધ-રામણી થતી હતી, તેમાં ખ્રીસ્તી ધર્મ ગુરૂઓનાં પગલાં થવા લાગ્યાં. એવી રીતે મંડળીની સ્થિતિ છેકજ બદલાતી ચાલી. મંડળી હવે નિર્ધન રહી નહિ, પણ જગીક ધન દોલત તથા માન મરતબો પામીને મગરૂર થઈ. એવા સમ-યમાં જગતથી વિમુખ કરાવનાર તથા સ્વર્ગભણી મન ફેર-વનાર ખ્રીસ્તના પુનરાગમનનો મત, એટલે જે મતને લીધે સઘળી જગીક આશાઓનો ત્યાગ કરીને આવનાર મહિમા-વાન રાજાની આકાશી ઉત્તમોત્તમ રાજનીતિ સ્વીકારવાની હતી, તે મત તેને પસંદ પડયો નહિ. તેને માલમ પડયું કે એ મતથીતો બાદશાહની ઇતરાજી તથા પોતા મધ્યે દાખલ થનારાઓની સંખ્યામાં ઘટાડો થશે; તેથી આ પ્રસંગે એ મતનું પાળણું કરવું, એ અશકય હતું. કદાચ મંડળીમાંના માણસોની સંખ્યા જુજ હોત તથા તેનું વજન બહુ નહોત, તો તો એવું આચરણ તેને શોભે ખરૂં; પરંતુ જન સમાજનું બંધારણ તોડાવનાર તથા માણસોની આ પૃથ્વી પરની મહત્વાકાંક્ષાઓ કે મોટી મોટી ઉમેદોનો ભંગ કર-

વનાર તથા મોટા રૂમી રાજ્યને પોતા તરફથી મળતા આશ્રયનો પ્રતિબંધ કરાવનાર ખ્રીસ્તના પુનરાગમનના મતની શાહેદી પુરવામાં મંડળી વિશ્વાસુ રહી નહિ. ટુંકામાં કહીએ તો મોટા પરીક્ષણ વખતે તારનારને જેવી સ્થિતિ આવી લાગી હતી, તેવીજ સ્થિતિ આ અરસામાં મંડળી પર આવી પડી હતી, એમ કહેવાય. શેતાને પરીક્ષણની વેળાએ પ્રભુ ઇસુ આગળ આ જગતનાં રાજ્યો આપવાની શરત ધરી હતી. વળી લોકોએ પણ ગેન્નેસારેત સમુદ્ર કિનારે તેને બળાત્કારથી પકડીને રાજા ઠરાવવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ ખ્રીસ્તે તો દેવ બાપના આપ્યા સિવાયના સઘળા અધિકારનો ઇન્કાર કર્યો હતો. પણ મંડળી આ વખતે પોતાના પ્રભુના પગલામાં ચાલી નહિ. તે આ વખતે સ્વર્ગીય દેશમાં પોતાની મંડળીથી વિયોગી હતો. મંડળી એકલી પડી હતી; તેથી તેણે આ જગતપરની સત્તા મેળવવાનું મન પર લીધું. જગીક સત્તા કે અધિકાર પ્રાપ્તિ એજ ઉત્તમ ઉપાય છે, એવું ધારીને તેણે એ સત્તાનો સ્વીકાર કર્યો હતો, એમ કહેવાય. આ વેળા તે આ પૃથ્વી પરની રાજ્યસત્તા ધારણ કરી બેઠી હતી; તેથી જાણે કે જે કંઈ અનુચિત છે, તેનો ત્યાગ કરીને જે કંઇ સારૂં છે, તે ગ્રહણ કરવાનો પોતાનો નિશ્ચય હોયની, એવો ડોળ કે આડંબર કર્યો. પરંતુ એવા દાંભિક ઠરાવથી તો રાજ્ય બંધારણ તથા શાસ્ત્રની વાતોના ખુલાસા કે વિવરણને અંગે મોટા ફેરફાર કરવાની અગત્ય પડી. અત્યાર લગી જે પવિત્ર શાસ્ત્ર તેને જગતથી વિમુખતા જાળવવામાં મદદરૂપ થઇ પડયું હતું, તેની સત્ય વાતોમાં એવો ફેરફાર કરી નાખવો પડયો કે જગત સાથેનો તેનો સંબંધ તથા પોતે ધારણ કરેલું નવું

આચરણ યથાર્થ છે, એવું જણાય. વળી તેને હસ્તક ઇશ્વરી પ્રગટીકરણોનો મર્મ ખોલાય છે, એવી અખંડિત કીર્તિ તથા રાજ્ય બંધારણમાં સરસાઈ ઇશ્વર તરફથી બક્ષેલાં છે, એવું જણાઇ આવે, તે માટે એમ કરવું પડયું. તે અરસામાં પોતાને મનપસંદ શાસ્ત્રના ટીકાકારો પણ જોઇએ તેટલા મળી આવ્યા. ઓરીજેન જેના વિષે પાછળ કહેવામાં આવ્યું, તેણે હજાર વર્ષના રાજ્ય સંબંધમાં આપેલાં દેવનાં વચનોનો આત્મિક કે લાક્ષણિક અર્થ કર્યો હતો. સંત આગસ્ટીન જે યુરોપની મંડળીઓમાં ઇશ્વર વિદ્યાનો પ્રખ્યાત શિક્ષક હતો, તે પોતે એક વેળા હજાર વર્ષના રાજ્યનો મત માન-નાર હતો. પરંતુ પાછળથી તે પણ તે મતનો ઇન્કાર કર-નાર થયો. તે પોતે તથા તેના સમયના બીજા કેટલાક એવું શિખવતા હતા કે, ખ્રીસ્તની મંડળી એજ દેવના રાજ્ય તથા સ્વર્ગીય યરૂશાલેમની ઉપમા છે. વળી ખ્રીસ્તના પુન-રાગમનની વાત આત્મિક કે અલૌકિક અર્થમાં સમજવાની છે, એવું તેઓ લોકોને શિખાડતા હતા.

મંડળીની સ્થિતિમાં મોટો ફેરફાર કરાવનાર એ બારીક જમાના વિષે ઇતિહાસ ગ્રંથોમાં ઘણો પુરાવો મળી આવે છે. દરેક ઇતિહાસ લખનાર એવીજ સાક્ષી પુરે છે કે, મંડળી જે વેળા આ જગત પરની રાજસત્તા મેળવવાના મોહપાશમાં પડી, તેજ વેળા હજાર વર્ષના રાજ્ય સંબંધીના સિદ્ધાંતનો ઈનકાર થયો, એમ કહેવાય. વળી કાન્સટનટીન બાદશાહ જેણે પોતાના ખાનગી હેતુઓ પાર પાડવાને ખ્રીસ્તી ધર્મને રાજધર્મનું રૂપ આપ્યું, તેજ આ સિદ્ધાંતને જમીન-દોસ્ત કરવામાં સાધનરૂપ થયો હતો, એ નિઃસંદેહ વાત છે.



## પ્રકરણ ૭ મું.

મંડળીની અધમ સ્થિતિ સંબંધી બીજા કેટલાક માણુસોએ સાક્ષી પુરી છે. ક્રીપન પોતાના ધર્મસિદ્ધાંતોના ઐતિહાસિક વૃત્તાંતમાં એક ઠેકાણે કહે છે કે, જ્યારે મંડળીને રાજ તરફથી પ્રસન્નતા તથા આશ્રય મળ્યાં; ત્યારે તે નવી સ્થિતિ તેને એવી પસંદ પડી કે, જગતનો અંત જલદી આવે ને ખ્રીસ્તનું શાંતિકારક રાજ્ય આ પૃથ્વીપર જલદી સ્થાપિત થાય, એવી ઈચ્છા કે ઉત્કંઠા તેને રહી નહિ. વળી સ્મીથ નામે એક જણ નવા કરાર સંબંધીના ઐતિહાસિક વૃત્તાંતમાં એક જગ્યાએ કહે કે, કાન્સટનટીન બાદશાહને વિજય મળ્યા બાદ ખ્રીસ્તીધર્મ રાજધર્મ થવાથી ખ્રીસ્તીઓ ઘણી આબાદ સ્થિતિમાં આવ્યા હતા. એ અરસામાં મંડળીના લોકોનાં હૃદયો એવાં ઉન્મત થયાં કે, તેઓ ખ્રીસ્તના ત્વરિત પુનરાગમનની આશા કે અપેક્ષા ગુમાવી બેઠા. વળી તેઓ એવું પણ માની બેઠા કે, જગીક રાજસત્તા પ્રાપ્તિમાંજ આ પૃથ્વી પરના ખ્રીસ્તના હજાર વર્ષના રાજ્યની સંપૂર્ણતા થાય છે.

ત્યાર પછી મંડળીની સ્થિતિમાં ખરેખર શોકજનક ફેરફાર થવા પામ્યો હતો, એ પાછળ કહેવામાં આવ્યું છે. તેમ છતાં તે લખનાર ફરી જણાવે છે કે, મંડળીનું લક્ષ્યબિંદુ છેકજ બદલાઇ ગયું. મંડળીના લોકો એવું માનવા લાગ્યા કે આપણે આજ જગત પર ખ્રીસ્તના રાજ્યની વૃદ્ધિ કરવી, ને જેમ બને તેમ ધર્મગુરૂઓનું મંડળ એવું પ્રબળ કરવું કે તેઓજ જગતમાં કર્તાહરતા થાય. વળી આપણા ખ્રીસ્તી સમાજની એવી ઉન્નતિ કરવી કે, ખ્રીસ્તીઓજ

રાજકીય તેજ સાંસારિક બંધારણના વ્યવસ્થાપકો થાય. એ અરસામાં પ્રવર્તેલી જગીક ભાવનાનું પરિણામ પણ વાસ્તવિક નીપજ્યું. જેમ જેમ મંડળીની વૃદ્ધિ થતી ગઈ, તેમ તેમ નવી નવી વ્યવસ્થા કરવાના તથા વિધવિધ સંસ્થા ઉઘાડવાના સંજોગો અનુસાર નવા કાયદા કાનુનો ઘડવાની અગત્ય પડી. એવું કરવા જતાં જો કોઇ બાબતનો નિર્ણય શાસ્ત્ર આધારે થતો નહિ, તો તેને સારૂ માનસિક વ્યર્થ જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવતો. વળી જો કોઈ સત્તાધિકારીઓ કાયદા બાંધે, તો તેઓ તેનો અમલ કરાવવાને શક્તિ ધરાવનારા હોવા જોઈએ. એ ન્યાયે જગીક બાબતોનો નિર્ણય કરવાનું આમંત્રણ મળતું, ત્યારે પોતે સ્વર્ગીય ભાષણની મધુરતોનો દાવો ધરાવનાર હોવાથી પોતાની આત્મિક પ્રસન્નતા જાળવવા સારૂ રાજકીય સત્તા કે અધિકાર દાખવવાના પ્રસંગો મંડળીએ હર્ષથી સ્વીકારી લીધા. એવી રીતે જેમ જેમ વધારે સત્તા પોતાને હસ્તક આવવા લાગી તથા આત્મિક મર્મો ખોલવાની શક્તિથી વેષ્ટિત થયલી પોતાને માનવા લાગી તથા બુદ્ધિમાન, ને વિદ્યામાં પ્રવીણ માણસોની સંખ્યા પોતા મધ્યે વધવા લાગી; તેમ તેમ રાજ્યની સર્વ વ્યવસ્થા કરવામાં સર્વોપરી સત્તા કે સરસાઇ ભોગવવાનું મંડળીને મળ્યું. એજ અરસામાં રૂમી મંડળીની તથા તેના પાપાઓની સ્થાપના થઈ કહેવાય છે. વિધર્મી કે મૂર્તિપૂજક રૂમ શહેર હવે, સર્વ અધિકાર વેષ્ટિત કહેવાતા ધર્મગુરૂ પાપાઓનું મુખ્ય ધામ કે મથક થઈ પડયું. સ્વર્ગ તથા પૃથ્વી તથા સાથે નર્કના પણ, એવા ત્રણ મુગટોથી વેષ્ટિત થવાનો દાવો કરનારા પાપા-

ઓની હસ્તક ખ્રીસ્તના આ પૃથ્વી પરના રાજ્યની સ્થાપના થઇ ચૂકી હોયની, એવી ધારણા લોકો કરવા લાગ્યા. વળી એમ લોકો માની બેસે, એ પણ અસંભવિત ન હતું; કેમકે આ વખતે તો સઘળાં રાજ્યો તેમના હાથમાંજ હતાં. મોટા મોટા બાદશાહો તથા રાજાઓ પાપાઓના કેવળ તાબેદાર જાગીરદારો સમાન ગણાતા હતા. વળી તેમના હાથ નીચેના ધર્માધ્યક્ષો પણ રાજાઓ કરતાં વધારે ઠાઠમાઠથી રહેતા હતા. સાધારણ ધર્મગુરૂઓ પણ અમીર ઉમરાવો કરતાં વધારે ઉમદા ખાનપાન કરનારા હતા. રાજમહેલોના પત્થર તથા બાદશાહી કુવારા હોજોનાં પુતળાં કાઢીને તેઓના મહેલો સુશોભિત કરવામાં આવતા હતા. વળી મંડળી જે એક વખતે નિર્ધન હતી ને પાસે સોનું રૂપું મુદ્દલ ન હતું, તે અત્યારે સોના રૂપાના ભંડારો તથા ખજાનાની ધણીયાણી થઇ બેઠી હતી. આ વખતે દરીદ્રતાનું નામનિશાન જોવામાં આવતું ન હતું, એમ કહેવાય.

હવે એવા સમયમાં ખ્રીસ્તી મંડળીમાં ખ્રીસ્તના પુનરાગમનનો મત કેવળ હાસ્યાસ્પદ થઇ પડે, એમાં કાંઇ નવાઈનજ હોય. ખ્રીસ્તના આગમન આગમચ મંડળીએ તો આ પૃથ્વી પરના તેના રાજ્યની સ્થાપના કરી દીધી હતી. એ કારણથી તેને ખ્રીસ્તની કંઈજ પરવા રહી નહિ, એમ કહેવાય. દરેક મહાસભામાં માણસોનાં મન બેચન કરનાર ખ્રીસ્તના પુનરાગમનના મતનો ઈન્કાર કરવાના પ્રયત્નો કરવામાં આવતા હતા. પવિત્ર શાસ્ત્રની વાતોનો ખુલાસો એવા લાક્ષણિક તથા અલૌકિક અર્થમાં કરવામાં આવતો કે દિન પ્રતિ દિન શાસ્ત્રની વાતોની અવગણના તથા અનાદર થવા લાગ્યો. પાપાઓએ

લોકોને સમજાવી દીધા કે પવિત્ર શાસ્ત્રની વાતોનો ખુલાસો કે વિવરણ ધર્મગુરૂઓ કે અધ્યક્ષો એકલા કરી શકે એમ છે; તેથી સાધારણ લોકોએ તો પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ તથા શ્રવણ કેવળ તેમની પાસેજ કરવું, એજ ઘટાર્થ તથા સલામતી ભરેલું છે.

## પ્રકરણ ૮ મું.

એ અરસામાં મંડળીની જે સ્થિતિ થવા પામી હતી, તે ખરેખાત શોકજનક તથા દરેક ખરા ખ્રીસ્તી માણુસને ખેદ ઉપજાવનારી છે, એમ કહેવાય. પરંતુ દેવની મહાન કૃપાએ કરીને મંડળીને પાપ તથા અંધારામાંથી જાગ્રત કરાવનાર પ્રોટેસ્ટંટ મતનો સ્થાપનાર માર્ટીન લુથર ઉભો થયો. જેમજેમ લોકો પર એ મતનું વધારે અજવાળું પડયું તથા તે મત માનનારાઓની સંખ્યા વધતી ગઇ તેમતેમ લોકોને સાફ માલમ પડયું, કે મંડળીની અધમ સ્થિતિનું કારણ બીજું કાંઇ નથી, પણ, “એમ યહોવાહ દેવ કહે છે,” તથા એના જેવાં બીજા અડગ વચનોનું પાળણ નહિ કરતાં તેની ભણી પીઠ ફેરવી, એજ હતું, એમ કહેવાય. વળી જેમજેમ આત્મિક અંધકાર જેનું સામ્રાજ્ય મંડળીમાં જામેલું હતું, તે દુર થતો ગયો, તેમતેમ તેઓને સ્પષ્ટ માલમ પડયું કે, એ રીતે મંડળીના પાછા હઠવાથી ખ્રીસ્તના આ પૃથ્વી પરના રાજ્યની સ્થાપના મંડળીની હસ્તક થવાની છે, એવો ભૂલ ભરેલો વિચાર કે સંકલ્પના લોકોમાં પેસી ગઇ હતી. જ્યાં લગી જગત ખ્રીસ્તનો નકાર કરતું રહે છે; ત્યાં સુધી તેનું શાંતિકારક રાજ્ય સ્થાપ-

વામાં આવે નહિ, એ નિશ્ચયપૂર્વક વાત છે. પ્રોટેસ્ટંટ મતના હિમાયતીઓ હવે, લોકોને એવું શિક્ષણ આપવા લાગ્યા કે રૂમ શહેર દેવથી શાપિત થયલા બાબેલોન જેવુંજ થવાની તૈયારી પર છે, તેથી દેવના ખરા લોકોએ તેમાંથી નોકળી જવું જોઇએ. રૂમનો પાપા, એ પાપના માણસની ઉપમા છે; તેથી લોકોએ તેના શિક્ષણથી સાવધાન રહેવું ઘટે છે. લોકો હવે પવિત્ર શાસ્ત્રની વાતોનો ખુલાસો કે વિવરણ જે પાપાઓની હસ્તક થતો હતો, તેની દરકાર નહિ કરતાં સ્પષ્ટ રીતે સમજવા લાગ્યા કે, કેવળ ખ્રીસ્ત જે શાંતિનો સરદાર છે, તેના આવવાની વેળાએજ જગતમાંની સઘળી ભુંડાઇનો અંત આવી શકે એમ છે. તેથી જે પોકાર જગતના આરંભથી દેવના ભક્તો પાડતા આવ્યા છે, તેજ પોકાર આ વખતે દેવની પવિત્ર હજુરમાં ચઢયો કે, " ઓ પ્રભુ ઈસુ વહેલો આવ, ને આ જગતનો સઘળો અંધકાર દુર કર."

માર્ટીન લુથર પોતાના ટીકાગ્રંથમાં યોહાન ૧૦, ૧૯ પર લખતાં કહે છે કે, " ખ્રીસ્તના આગમન અગાઉ આખું જગત તેની ગમ ફરશે, એવું કેટલાક લોકોનું માનવું છે. પરંતુ આ વાત ખ્રીસ્તના પુનરાગમનના ખરા મતને ઢાકી દેનાર શેતાન તરફનું જુઠાણું છે." એમ કહેવાય. વળી તે કહે તો કે ભૂલથાપ ખવડાવનાર સઘળા મતોથી સાવધાન રહો; કેમકે મારૂં માનવું એવું છે કે, છેલ્લા દિવસો અગાઉ પ્રગટ થનાર ચિહ્નો કયારનાંએ દીઠામાં આવે છે. એ માટે આપણે ધારવું નહિ કે, ખ્રીસ્તનું આવવું બહુ દુર છે. પરંતુ તેનું આવવું છેક પાસે છે, એવું માની આપણાં માથાં•

ઉંચાં કરીએ. હા, આપણા તારનાર તથા ખંડી લેનારની વાટ આતુરતાથી તથા હર્ષિત મનોએ જોઇએ."

મેલેંગ્થોન એવું કહેતો કે, "આ પાકી ચૂકેલા જગતનો અંત બહુ દુર નથી, એ નિઃસંદેહ છે.

જોન કાલવીન ધર્મતત્વોના પોતાના ત્રીજા પુસ્તકમાં એક ઠેકાણે કહે છે કે, "ખ્રીસ્તના પુનરાગમનની રાહ આતુરતાથી જોવાનો સુબોધ પવિત્ર શાસ્ત્રમાં ઠેકઠેકાણે કરેલો છે."

સ્કોટલાંડ દેશમાં ધર્મજાગૃતિ ફેલાવનાર જોન નોક્સ કહે છે કે, "પ્રભુ ઈસુ વહેલો આવનાર છે ને વિલંબ નહિ કરશે. તે ન્યાયી રાજા તથા ન્યાયાધિશ આવીને આખી સૃષ્ટિ તથા તે પરની તમામ વસ્તુઓને વ્યવસ્થિત કરનાર છે."

લેટીમર નામે પ્રોટેસ્ટંટ મતનો હિમાયતી પ્રભુ ઇસુની પ્રાર્થના પરના ભાષણમાં કહે છે કે, "પવિત્ર શાસ્ત્રના સઘળા પ્રવીણ તથા સુશિક્ષિત અભ્યાસીઓ જેઓને દેવે આ છેલ્લા દિવસોમાં જગતને ચેતવણી આપવા સારૂ ઉભા કીધા છે, તેઓ શાસ્ત્રની વાતોનું ઘણું સંશોધન કરીને કહે છે કે, છેલ્લા દિવસો હવે બહુ દુર નથી. મારી વૃદ્ધાવસ્થાનો અંત આવ્યા અગાઉ, નહિતો પછી મારાં સંતાનના સમયમાં સઘળાંનો અંત આવે," એ સો વસા સંભવિત છે. પ્રોટેસ્ટંટ મતના સઘળા હિમાયતીઓની સાક્ષી એવીજ હતી. જે પ્રમાણમાં તેઓએ શાસ્ત્રની વાતોનો ખુલાસો યથાર્થ તથા જેવા છે, તેવાજ અર્થમાં કર્યો તે પ્રમાણમાં શરૂઆતનાં ત્રણ ચાર સૈકાંઓમાં બરાબર રીતે ધરી રખાયલી ખ્રીસ્તના પુનરાગમન તથા હજાર વર્ષના રાજ્યની ધન્ય આશા પ્રદિપ્ત થવા પામી હતી.

## પ્રકરણ ૯ મું.

ત્યારપછી ૧૭ મા સૈકામાં પણ, ખ્રીસ્તના હજાર વર્ષના રાજ્ય અગાઉના તેના પુનરાગમનની સાક્ષી પુરનાર માણસો ઉભા થયા હતા. દાનીયેલના પુસ્તકનો ખુલાસો કરનાર ધાર્મિક જોસફ મીડ તથા જોન બન્યન જેની એવી ખાસ માન્યતા હતી કે બીજી વારના આગમનની વેળાએ ખ્રીસ્તના પગ જૈતુન પહાડ પર ઠરશે, એ બે મુખ્ય હતા. ઈ. સ. ૧૬૬૦ માં ઈંગ્લીશ બાપ્ટિસ્ટોની એક મહાસભા મળી હતી; ત્યારે તેઓએ પણ પોતાના વિશ્વાસનામાની નોંધ ઇંગ્લાંડના બીજા ચાર્લ્સ રાજાની આગળ રજુ કરી હતી. તેમાં તેઓએ એવું જાહેર કર્યું હતું કે, "પુનરૂત્થાનના જુદા જુદા વિભાગો પાડવામાં આવશે, એવી અમારી માન્યતા છે. ખ્રીસ્ત મુએલાંઓનું પ્રથમ ફળ, ત્યારપછી પ્રભુમાં મરણ પામેલાંઓ તેના આવવાની વેળાએ ઉઠાડવામાં આવશે. એ પછી સૌથી છેલ્લુ સામાન્ય પુનરૂત્થાન પ્રગટ થશે. પ્રભુ ઇસુના રાજ્યાધિકાર વિષે અમે એવું માનીએ છીએ કે, હાલમાં તે દેવને જમણે હાથે બીરાજેલો છે. પરંતુ દેવના ઠરાવેલે સમયે તે મોટા ગૌરવ તથા પરાક્રમ સહિત આવશે ને પ્રભુમાં મરણ પામેલાંઓને ઉઠાડશે. ત્યારપછી આ જગતનો ન્યાય ઠરાવીને તેને પુનઃસ્થાપિત કરશે તથા પવિત્ર લેખ પ્રમાણે પોતાના પિતા દાઉદના સિયોન પહાડ પરના રાજ્યાસન બેસશે ને પવિત્ર નગર યરૂશાલેમમાં સદા સર્વકાળ રાજ્ય કરશે. તે સમયે તે એકલો આખી પૃથ્વીમાં સર્વોપરી સત્તા દૃશ્ય રીતે ચલાવશે. પવિત્ર નગર યરૂશાલેમ જે દેવ પાસેથી સ્વર્ગમાંથી ઉતરશે, તે હજાર વર્ષના

રાજ્યં દરમિયાન રાજનગર તથા ખ્રીસ્ત ને તેના પવિત્ર ભક્તોનું મહિમાવાન નિવાસસ્થાન સદાસર્વકાળ પર્યંત થશે. તે નગરની ગોઠવણુ એવી રીતની થશે કે, દાઉદ રાજાનો પવિત્ર પહાડ જ્યાં તેનું રાજ્યાસન હતું, તે પર ખ્રીસ્ત રાજાનો મહેલ પણુ હશે. જ્યારે ખ્રીસ્ત પ્રભુ આકાશથી ઉતરશે, ત્યારે તેના ખરા લોકોનો ચઢતો દહાડો થશે, એ નિશ્ચયપૂર્વક છે. તે સમયમાં તેઓને પ્રજાઓ પર હકુમત ચલાવવાની પૂર્ણ સત્તા પ્રાપ્ત થશે." એક ઇતિહાસ લખનારના વૃત્તાંત પ્રમાણે, એ મહા સભામાં બેસનારા તથા તે વિશ્વાસનામાના નોંધ પત્ર પર સહી કરનારાઓમાં યાત્રાકારી પુસ્તકનો લખનાર જોન બન્યન પણુ હતો.

એ પછી પવિત્ર સંત તથા અનુપમ ભાષણુ કરનાર રૂધરફોર્ડ થયો. તે પોતાના અંતર આત્મામાં ઉભરાતા પવિત્ર આનંદની ઘડીમાં એવો ઉદ્દગાર કાઢતો હતો કે, "ઓ પ્રિય ઇસુ વહેલો ઉતરી આવ. અરે, પ્રિયતમ ઈસુ, જો તુ પહાડો પર વહેલો ઉતરી આવે, તો કેવું સારૂં ! અરે, મારા પ્રિતમ વિયોગરૂપી પહાડ પર હરણી કે તેના બચ્ચાની પેઠે ઠેકડા ભરતો વહેલો ઉતરી આવે, તો હું કેવો હર્ષિત થાઉં."

અંગ્રેજ કવિ જોન મિલ્ટને પારાદૈસ માણુસ જાતના પાપને લીધે કેવી રીતે ગુમ થયું, એ સંબંધી પુસ્તક લખ્યું છે. તેમાં એક ઠેકાણે હજાર વર્ષના રાજ્ય સંબંધી તે કહે છે કે, "આ પૃથ્વી એક વેળા ખરેખર પારાદૈસ થશે ને એદનવાડી જે આ પૃથ્વી પરનું પારાદૈસ હતી, તે કરતાં વધારે સુખનું તથા આનંદનું સ્થાન થશે."

## પ્રકરણ ૧૦ મું.

લગભગ એક હજાર વર્ષની મુદ્દત સુધીના આત્મિક અંધકાર તથા ભૂલથાપમાં પડેલી ને ખ્રીસ્તના પુનરાગમન તથા તેની સુવાર્તાના ફેલાવની પવિત્ર આસ્થા સંબંધી શિથિળ થયલી ખ્રીસ્તની મંડળી સત્તરમા સૈકા દરમિયાન પાપરૂપ ઉંઘમાંથી સંપૂર્ણ જાગ્રત થઈ શકી નહિ. પરંતુ એમ તો કહેવાય કે પ્રોટેસ્ટંટ મતના હિમાયતીઓના ભારે પરિશ્રમે કરીને ખ્રીસ્તીની નિર્મળ સુવાર્તાની સાદાઇ કેટલેક અંશે તેના સમજવામાં આવી, એટલુંજ નહિ પણ હજાર વર્ષના ખ્રીસ્તના રાજ્યની આશા પણ એટે ઘણે અંશે તેનામાં સ્ફુરી હતી. એમ છતાંએ પવિત્ર શાસ્ત્રની વાતોનો આત્મિક કે લાક્ષણિક અર્થવાદ તેને વળગી રહ્યો હતો. એ કારણથી જ્યારે ખ્રીસ્તી ધર્મનો પ્રસાર કરવાની આશા પ્રદિપ્ત થઇ, ત્યારે ખ્રીસ્તની અંધકાર મુક્ત સુવાર્તાની વૃદ્ધિ કરવા જતાં, આ જગત પરની સત્તા કે અધિકાર પ્રાપ્ત કરવાનું જુનું પરીક્ષણ તેને ફરીથી આવી નડ્યું. એ સમયમાં મંડળીમાંના કેટલાક માણસો પહેલાંના કરતાં સારી સ્થિતિમાં છીએ, એવો અહંકાર કરવા લાગ્યા.

તે પછી આસરે અરાડમા સૈકાની શરૂઆતમાં મંડળીની નવી સ્થિતિને અનુકુળ આવે, એવો એક મતભેદ દાખલ થવા પામ્યો. તેનો સ્થાપક દાનીયેલ વ્હીટબી કરીને એક વિદ્વાન હતો. અગાઉ એક માણસ થઈ ગયો જે પ્રભુ ઇસુને દેવ તરીકે માનતો ન હતો, તેનો આ માણસ શિષ્ય હતો. ઇસ્રાએલ લોકોની પુનઃસ્થાપના તથા દાઉદ પ્રત્યેના કરાર મુજબના રાજ્યની સ્થાપના સંબંધીનાં તેઓને આપેલાં દેવનાં વચનોનો આત્મિક કે ઉપમાદર્શક અર્થ તે કરતો હતો.

ત્યારપછી તેણે હજાર વર્ષના રાજ્ય સંબંધી એક પ્રસિદ્ધ પુસ્તક પણ લખ્યું હતું. તે પુસ્તકની પ્રસ્તાવનામાં તે કહે છે કે, " મારી નવી માન્યતાની રૂએ આ પુસ્તક મેં લખ્યું છે. તેમાંની વાતો મારા નવા મતભેદ ને આધારે લખી છે. તેથી ધર્મ લેખોમાં સુશિક્ષિત માણસોને તેની યોગ્ય તુલના કરવા વિનંતી કરૂં છું. " તે મતભેદને તે નવો મતભેદ કહે છે; પરંતુ ખરૂં જોતાં તે નવો નથી, પણ પહેલાંના વખતમાં થયલા વિદ્વાન ઓરીજેનના લાક્ષણિક અર્થવાદનું સરળ તથા લોકપ્રિય રૂપાંતરજ છે, એમ કહેવાય.

એ નવા મતભેદ પ્રમાણે તે એવું માનતો હતો કે, ઈસ્રાએલ લોકો તથા સિયોન પહાડ, એ કેવળ મંડળીની ઉપમા તરીકે હતા. વળી વિદેશીઓ ઈસ્રાએલીઓની સત્તા તળે આવશે, એ સંબંધીનું દરેકે દરેક વચન વિદેશીઓના દેવની ગમ ફરવાની તથા ખ્રીસ્તની મંડળીમાં દાખલ થ-વાની વાતમાં પુરૂં થાય છે. સિંહ તથા હલવાનના સાથે સુવાની જે વાત યશાયાહના પુસ્તકમાં આવે છે, તે ઉપ-રથી કેવળ નવા તથા જુના મનુષ્ય સ્વભાવનું સંમેલન કે એકતા સમજવાની છે. વળી ખ્રીસ્તનું પુનરાગમન કોઈ પણ આત્મિક બનાવ કે ઈશ્વરી સંજોગ તથા વિશેષે કરીને ખ્રીસ્ત પર વિશ્વાસ કરનારના મરણ પ્રસંગે થાય છે. પુનરૂ-ત્થાનની વાત પણ આત્મિક રીતે સમજવાની છે. એવી રીતે તે માણસ પુનરૂત્થાનની વાત તથા છેવટની ભારે વાતો જેવી કે આવનાર સર્વકાળિક જીવન વિગેરેની વાત ઉડાવી મુકતો, અથવા તો એવી સાર રહિત કરી મુકતો કે, માણસો એવી બાબતોને ગુઢાર્થી સમજી તે પર ધ્યાન દેતા નહિ. ખ્રીસ્તનું પુનરાગમન વહેલું તથા દૃષ્ય રીતે

થનાર છે, એ વાત, તથા આ પૃથ્વી પરના હજાર વર્ષના રાજ્યની સ્થાપના જે યરૂશાલેમમાં થનાર છે, તે વાતની માન્યતા અનુચિત તથા દૈહિક ભાવ સુચક છે; તેથી ઉંચ આત્મિક વિચાર સંકલ્પનાને અનુકુળ નથી, એમ તે કહેતો. પરંતુ ખ્રીસ્તની મંડળીનો હેતુ તથા અપેક્ષા માત્ર સઘળી પ્રજાઓને ખ્રીસ્તની સત્તા તળે આણવાની છે. મંડળીનો એવો સુમનોરથ ( એટલે કે કેવી રીતે સર્વ રાજ્યો તથા અધિકારો પોતાને સ્વાધિન થાય ) કેવળ સુવાર્તા પ્રચારદ્વારા પુરો થઈ શકે એમ છે. એ સઘળું એ માણુસ વ્હીટબી પોતાની સાક્ષીથી ઉલટું કહેતો હોય એવું જણાય છે; કેમકે ધર્મસંપ્રદાયોના પોતાના પુસ્તકમાં તે એક ઠેકાણે કહે છે કે, “ આ પૃથ્વી પરના ખ્રીસ્તના હજાર વર્ષના રાજ્યનો મત પ્રેરિતોના સમય પછીના ૨૫૦ વરસો સુધી તેમના પોતાના સંપ્રદાયિક સિદ્ધાંત તરીકે માનવામાં આવ્યો હતો. વળી બીજા તથા ત્રીજા સૈકાના ઘણા ધર્મપિતૃઓ તથા તેઓની અગાઉના બીજા કેટલાક ઇશ્વરભક્તો તે મતને પ્રભુ ઇસુના તેમજ તેના પ્રેરિતોના સંપ્રદાય તરીકે માનતા હતા. પ્રેરિતો પછીના જમાનાના ખ્રીસ્તીઓ ઈસુના પોતાના શબ્દો કે વચનો જે તેણે એ સંબંધી ઉચ્ચાર્યાં છે, તેજ શબ્દોમાં તથા શાસ્ત્રના વચનોના જેવા છે તેવાજ અર્થમાં તે મતનો ઉલ્લેખ કરતા ને કહેતા કે, સર્વ ધર્મચુસ્ત ખ્રીસ્તીઓ એ મત સર્વ જમાનામાં માનતા આવ્યા છે. વળી તે માણુસ વ્હીટબી નીચેના માણુસોનાં નામ, એ સિદ્ધાંતની માન્યતાની બાબતમાં કાઢતો હતો. ફ્રુગીયાનો પાપીયસ, પાલેસ્ટીનનો જસ્ટીન, ગાલનો ઇરેનીયસ, મિસરનો નેપોસ, આફ્રિકાનો ટરટુલીયન, ઈટાલીનો લાકટાન-

શીયસ તથા નીસની મહાસભા, એઓ સઘળા એ મત માનનારા હતા. એ સિદ્ધાંત સંબંધી એવી સાક્ષી પુરતાં છતાં તેણે નવો મતભેદ ઉભો કર્યો હતો. તેણે એ મતભેદમાં આ વાતો સુચવેલી જણાય છે. એટલે કે ખ્રીસ્તના પુનરાગમનની ધન્ય આશા બદલ સુવાર્તા પ્રસાર, તથા આ પૃથ્વી પરના ખરેખરા રાજ્ય બદલ આત્મિક મનોરાજ્ય તથા અચૂક થનાર પુનરૂત્થાન બદલ ધારા નિયમો. પરંતુ સૌથી દિલગીરીની વાત આ છે કે, એ મતભેદ જે ખ્રીસ્તના આ પૃથ્વી પરના હજાર વર્ષ પછી પ્રગટ થનાર પુનરાગમનના મત તરીકે સુપ્રસિદ્ધ છે, તે ત્વરાથી ચોતરફ ફેલાયો ને હાલના સમયની ઘણી ખરી મંડળીઓમાં એ મત શાસ્ત્રસંમત છે, એવુંજ માનવામાં આવે છે.

એ મતભેદ કે મતાંતર તે સમયના પ્રોટેસ્ટંટ મતના કહેવાતા માનનારાઓને પસંદ પડયો, તેનું કારણ તો એટલુંજ છે કે, મંડળીઓ હજુ સુધી રાષ્ટ્ર કે દેશના ખર્ચથી નભી રહી હતી. મંડળી તથા જગત અરાડમા સૈકામાં પણ જુદાં પડયાં ન હતાં. જો કે એટલું તો ખરૂં કે, પાપાઓની સર્વોપરી તેમજ કનિષ્ટ સત્તા તળે તો મંડળી આ સમયમાં ન હતી; તોપણ આ સમય સુધી મંડળી જગત સાથેની સંગતને લીધે રાજા તથા પ્રજાથી પોષાતી હતી ને તેઓ પોતાને મનપસંદ મંડળીઓનોજ નીભાવ કરતા હતા. એ માટે આ સમયે પણ મંડળીમાં ઘુસી ગયલા કહેવાતા ખ્રીસ્તીઓ તો માની બેઠા કે, આપણે સમયાનુસાર સાધનોનો ઉપયોગ કરીને આ જગતનાં રાજ્ય પ્રભુ ઇસુ તથા તેની મંડળીને સ્વાધિન કરવાં જોઇએ. પરંતુ મંડળી જ્યારે ફરીથી ૧૮ મા સૈકામાં જુના પરીક્ષણને

આધિન થઇ, (અને ખરૂં પુછો તો તે વખતથી તેની સ્થિતિ એવીને એવીજ ચાલુ રહી છે), ત્યારે દેવે પોતાની કૃપાએ કરીને તેનો બચાવ કરવા સારૂ મોટા સંભાવિત માણુસોને ઉભા કર્યા. તેઓએ મંડળીને બે ધણીની ચાકરી કરવાના તથા જગીક સત્તા કે અધિકાર પ્રાપ્ત કરવાના પરીક્ષણમાંથી નીકળી આવવાનો સુબોધ કર્યો. એ માણુસો ઈશ્વરવિદ્યામાં પ્રવીણ, ભક્તિશીળ તથા ખ્રીસ્તના કામમાં સદા ફળ ઉપજાવનારા હતા, એમ કહેવાય. તેઓમાં અધ્યક્ષ ન્યુટનનું નામ આગળ પડતું હતું. તે પહેલા પુનરૂત્થાન વિષેના લાક્ષણિક અર્થવાદ સામે ભારે વાંધો ઉઠાવનાર તથા પોતાના સમયના લોકોને હુમનાયુ તથા ફિલેતસની ભૂલમાં ન પડવાને સાવધાન રહેવાની ચેતવણી આપનાર હતો.

---

## પ્રકરણ ૧૧ મું.

ત્યાર પછી આમિસ્ટ મિશનના સંભાવિત ડૉ. જોન ગીલ એ મતના હિમાયતી હતા. તે કહે છે કે "ખ્રીસ્ત આ પૃથ્વીપર પોતાનું અનુપમ, મહિમાવાન, અપૂર્વ તથા દષ્ય રાજ્ય સ્થાપન કરશે. તે રાજ્ય બે પુનરૂત્થાનની વચ્ચેના સમયમાં સ્થાપિત થશે; એટલે તેનો આરંભ ખ્રીસ્તના પુનરાગમનની વેળાના ન્યાયીઓના પુનરૂત્થાનથી તથા તેનો અંત દુષ્ટોના છેલ્લા પુનરૂત્થાન વખતે થશે."

ટોપલેડી જેમણે "જીવતી ખડક," એ ગીત રચ્યું છે, તે કહે છે કે, "હજાર વર્ષના રાજ્યના મતની તથા બે પુનરૂત્થાનની વાત માનનારા જેઓને આ કાળના લોકો જુના જમાનાના લોકો ગણે છે, તેઓમાં હું પણ આવું છું, એમ કહેવાય. અમે એવું માનીએ છીએ કે, મરણ

પામેલાંઓનાં બે પુનરૂત્થાન થનાર છે. પહેલુ ન્યાયીઓનું તથા બીજું દુષ્ટોનું. પરંતુ એ બીજુ પુનરૂત્થાન ન્યાયીઓના પુનરૂત્થાન પછી થનાર હજાર વર્ષની મુદત પછી થશે. એ હજાર વર્ષના અરસામાં પ્રભુ ઈસુ પોતાના ન્યાયી સેવકો પર રાજ્ય ચલાવશે, એ નિશ્ચયપૂર્વક વાત છે."

ચાર્લ્સ વેસ્લી જેણે "ઈસુ મુજ આત્માનો વહાલ," એ પ્રખ્યાત ગીત રચ્યું છે, તે પણ પોતાની સંગીન કળાની અપૂર્વ શક્તિદ્વારા ખ્રીસ્તના હજાર વર્ષના રાજ્ય અગાઉના તેના મહિમાવાન પુનરાગમનની સાક્ષી પુરનાર હતો.

ઈસાક વોટસ નામે ધર્મનાં ગીત રચનાર માણસે ખ્રીસ્ત રાજાનો હજુરમાં તેના આગમન વેળાના આનંદ તથા ગૌરવ સંબંધી સ્વર્ગના જેવી મધુરતા ભર્યાં ગીતો રચ્યાં હતાં. ખ્રીસ્તી કવિ વિલ્યમ કાઉપર પણ ખ્રીસ્તના મહિમાવાન આગમન સંબંધી એક પ્રાર્થના સ્તોત્ર રચ્યું હતું. વળી મંટગમરી તથા હીબર જેઓ ગીતાના રચનાર તરીકે પ્રખ્યાત છે, તેમણે ખ્રીસ્તના પુનરાગમનની સાક્ષી ગીતો દ્વારા આપી છે. ઈનક્રીઝ મેથર, કાટન મેથર, બેંજલ, સર આઇઝાક ન્યુટન, જોન ફ્લેચર, જોન ગ્લાસ, ફ્રાન્સીસ લેમ્બર્ટ વિગેરે વિગેરે સદ્ભક્તોએ પણ દાનીયેલ વ્હીટબીના ભૂલભરેલો મતભેદનો તથા હરકોઈ બીજા નવા સિદ્ધાંતોનો અનાદર કે ઈન્કાર કરીને ખ્રીસ્તના ત્વરિત પુનરાગમનનો સિદ્ધાંત સ્વીકાર્યો હતો.

તે પછી ઓગણીસમા સૈકામાં પણ હજાર વર્ષના રાજ્ય અગાઉના ખ્રીસ્તના પુનરાગમનના મતની હિમાયતી કરનાર મહાન ધર્મોપદેશકો ઉભા થયા હતા. લુથર્ટ લેંજ નામે એક ઇશ્વર ભક્ત તે મતને સર્વ સિદ્ધાંતોમાં શિરોમણી જેવો ગણુતો

હતો. વળી ગાટેડ, અધ્યક્ષ ફ્રેંચ, ઈલીકાટ તથા ડીન આલ ફ્રેડ જે ખરો ઈશ્વર ભક્ત તથા પવિત્ર શાસ્ત્રનો નીપુણ અભ્યાસી હતો, એઓ સર્વ પણ એ મતના હિમાયતીઓ હતા. બોનાર, હોરેશીયસ તથા આન્ડ્રુ વિગેરે માણુસો ઈશ્વર વિદ્યામાં તથા પવિત્ર શાસ્ત્રના ખુલાસા કે ટીકા કરવામાં ખાસ પ્રવીણ હતા. વળી એજ સમયના ધર્મોપદેશકો જેઓ એ મતની હિમાયતી કરનારા હતા, તેઓમાં સ્પર્જન સાહેબનું નામ આગળ પડતું છે.

એ સર્વ પરથી જણાય છે કે, ઈશ્વર વિદ્યામાં તથા શાસ્ત્રના ખુલાસા કે વિવરણ કરવામાં નીપુણ ઈશ્વર ભક્તોએ મતને અંગે ઘણી સચોટ દલીલો તથા અચૂક પુરાવા આપ્યા હતા, એટલુંજ નહિ, પણ શરૂઆતનાં ત્રણ ચાર સૈકાંની મંડળીના શાહેદોની સાક્ષી સાથે તેઓની સાક્ષી એવી મળતી આવતી હતી કે, ખ્રીસ્તની મંડળીના કહેવાતા ખ્રીસ્તીઓ તથા હજાર વર્ષના રાજ્ય પછીના ખ્રીસ્તના પુન રાગમનના અશાસ્ત્રીય સિદ્ધાંતનું પ્રતિપાદન કરનારાઓ એ ખરા તથા સત્ય સિદ્ધાંતનું ખંડન કરવા જાહેર સભાઓમાં હિંમત ધરી શકયા નહતા.

પાછલાં ચાળીસ વર્ષો તેમાં ખાસ કરીને પાછલાં પચીસ વર્ષો દરમિયાન એ સિદ્ધાંતના શાહેદો કે હિમાયતીઓ સારા પ્રમાણુમાં વધ્યા છે, એ ખાતરીપૂર્વક છે. છેવટની બાબતો જેવી કે મરણુ તથા પુનરૂત્થાન, તથા ખ્રીસ્તાગમન તથા આવનાર સર્વકાળિક જીવન સંબંધી ચોકસ તથા ખરૂં જ્ઞાન સંપાદન કરવા સારૂ, પવિત્ર શાસ્ત્રના ચાહનારા તથા અભ્યાસીઓએ કેટલાંક વર્ષો ઉપર પ્રથમ જર્મીનીમાં ને ત્યારપછી ઈંગ્લાંડમાં એક સંસ્થા ઉઘાડી હતી. હાલના સમયરાં જે મોટી મોટી સભાઓ ભરવામાં આવે

છે, તે એ સંસ્થાનું પરિણામ છે, એમ કહેવાય. એ સભાઓમાં છેવટની મહત્વની બાબતો સંબંધી ભાષણો અપાય છે તથા વાંચન થાય છે. વળી એકઃવેળા પવિત્રોને આપેલા વિશ્વાસની કબુલાતના સરળ તથા સ્પષ્ટ નોંધ પત્રો પ્રસિદ્ધ કરવામાં આવે છે.

અમેરિકા દેશમાં એવી કેટલીક કાન્ફ્રન્સો ( મોટી સભા ) ભરવામાં આવી છે. એવી સભાઓમાં ઈશ્વરવિદ્યાનું વિશાળ જ્ઞાન ધરાવનારા તથા ઉંડા ભક્તિભાવવાળા ધાર્મિક માણસો તથા પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ લાંબા સમયથી કરનાર વયોવૃદ્ધ માણસો એકઠા થઈને એવા વિષયો ચર્ચાવે છે—નહિ કે નવા શિખાઉ તથા ધર્મઝનુનીઓ કે પછી ધર્મની બાબતમાં એક તરફી સંકલ્પનામાં તણાઇ જનારાઓ—પરંતુ એવા માણસો કે જેઓ ખ્રીસ્તીધર્મનું બહોળું તથા અનુભવસિદ્ધ જ્ઞાન ધરાવનાર હોય છે તથા જેઓ દેવની તથા માણસ જાતની સેવાને સારૂ સમર્પિત થયલા હોય છે. એવા માણુસો ખ્રીસ્તના હજાર વર્ષના રાજ્ય અગાઉના તેના પુનરાગમન તથા હરકોઈ બીજી બાબતો સંબંધીના વિવાદો તથા શંકાશીળ ક્ષુલ્લક ચર્ચાઓનું સમાધાન કે નિરાકરણ કરી શકયા છે, એમ કહેવાય. વળી તેમાં દેવના સેવકોએ કરેલી વિશ્વાસુ સેવાના સુસમાચાર કહી સંભળાવવામાં આવ્યા છે, તથા ખ્રીસ્તના પુનરાગમનની મંડળીની ધન્ય આશાનો સંદેશો જાહેર કરવામાં આવ્યો છે. તે ઉપરાંત ખ્રીસ્ત રાજા જેના એકલાનો સર્વોપરી રાજ્યાધિકાર કરવાનો હક છે, તેની વાટ જોવાની અચૂક ચેતવણીઓ સાર્વત્રિક મંડળીને તથા જગતને આપવામાં આવી છે, એમ કહેવાય.

## પ્રકરણ ૧૨ મું.

જો કે એવું તો છે કે, સાર્વત્રિક મંડળીના ઘણાખરા લોકો મધ્યકાલિન જમાનાના એ મત સંબંધી ફેલાયલા અંધકારભર્યા શિક્ષણ ભણી પાછા ફર્યા છે; તથા દેવનાં આપેલાં ભવિષ્ય વચનોનો જેમ જોઈએ તેમ અભ્યાસ કરવામાં આવતો નથી; તથા ખ્રીસ્તના આગમનનો વિષય ખ્રીસ્તના હરકોઇ સાધારણ અનુયાયીને આશાજનક તથા પ્રાર્થનાપ્રેરક થઈ પડવાને બદલે ભયપ્રદ થઈ પડયો છે: તેમ છતાં હાલમાં એ મત માનનારાઓની સંખ્યા તથા સાક્ષી ઘણીખરી મંડળીઓમાં દિન પ્રતિ દિન વધતાં જાય છે. વળી આ વાત પણ યાદ રાખવા લાયક છે કે, જ્યાં કહીં એ સિદ્ધાંત પુનરૂદ્ધૃત તથા સર્વમાન્ય થવા પામ્યો છે, ત્યાંની મંડળીમાં સ્વાર્પિત સુવાર્તીકો તથા સુવાર્તા પ્રસારને લીધે મળતો આશીર્વાદ દૃષ્ટિએ પડે છે. સર્વ સુપ્રસિદ્ધ ધર્મોપદેશકો તથા મોટા સુવાર્તિકો પણ હજાર વર્ષના રાજ્ય અગાઉના ખ્રીસ્તના પુનરાગમનનો મત માનનારા તથા તેની હિમાયત કરનારા હતા, એ નિઃસંદેહ છે.

અમેરિકાનો મુડી તથા વ્હીટલ તથા બ્લીસ જેઓ જગપ્રસિદ્ધ ધર્મોપદેશકો થઇ ગયા, તેઓ પણ એ મત સંબંધી સાક્ષી આપતા હતા. આફ્રિકાખંડમાં સુવાર્તા પ્રગટ કરનાર ગીનીસ તથા આલ્ડવીન તથા પાવલ તથા બીજા જેઓ પર દેશોમાં સુવાર્તા પ્રગટ કરવા ગયા હતા, તેઓ એ મત માનવામાં વિશ્વાસુ રહ્યા હતા. વળી ચીન દેશના મધ્ય ભાગમાં સુવાર્તાનો પ્રસાર કરનારાઓ તથા બીજા ઘણા સ્વાર્પિત સુવાર્તિકો એ મતની માન્યતાને આધારે

રાતદહાડો ખ્રીસ્તની સુવાર્તા ફેલાવવાનું કામ કરનાર તથા કરાવનારા હતા, એ ખાત્રીપુર્વક છે.

તેઓ એવું માનતા હતા કે ખ્રીસ્તના આવવાનો સમય છેક પાસે છે; તેથી તેઓ તેને સારૂ સર્વ જગ્યાઓમાંથી તેની કન્યા તૈયાર કરવાના કામમાં નિરંતર તત્પર રહેનારા હતા.

વળી જેઓએ યહુદાહનું સંકુચિત ક્ષેત્ર મુકીને રૂમ શહેર જે પશ્ચિમ તરફ મોટા રૂમી રાજ્યનું મથક હતું ત્યાં સુધી તથા ત્યાંથી આગળ વધીને ઠેઠ સ્પેન દેશ સુધી, તથા પૂર્વમાં યુફ્રેટીસ નદીની આસપાસના મુલકોમાં તથા જર્મીનીનાં અરણ્યોમાં તથા આફ્રિકા ખંડના વિકટ પ્રદેશોમાં—એટલે કે પુરાતન કાળમાં જાણવામાં આવેલા લગભગ આખા જગતમાં—જઇને ખ્રીસ્તની તથા તેના પુનરૂત્થાનની અજબ વાર્તા ફેલાવી હતી; તેઓ સર્વ એ મતને માનનારા હતા, એ ઘણી અર્થસુચક તથા ગંભીર બીના છે. તેવીજ રીતે હાલના સમયમાં પણ સુવાર્તાનો પ્રસાર કરવા બહાર પડેલાં સ્ત્રી પુરૂષો એટલે મિશનેરી લોકો આખા જગતમાં જઇને દેવની મહાન કૃપાનો સંદેશો ફેલાવે છે. ખ્રીસ્તની અમૂલ્ય સુવાર્તા પ્રગટ કરવામાં તેઓએ પોતાની જીંદગીનાં ખાસ વર્ષોનો તથા ધનનો ભોગ આપ્યો છે. તેઓ તથા પુરાતન કાળના સદ્‌ભક્તો સર્વ હજાર વર્ષના રાજ્ય અગાઉના ખ્રીસ્તના પુનરાગમનો સિદ્ધાંત માનનારા હતા. એવી રીતે જાણે કે, પહેલા સૈકાના તથા વીસમા સૈકાના સુવાર્તિકો એ મતની માન્યતામાં એકતા ધરાવનારા હોઇ, એકે અવાજે આવોજ પોકાર પાડતા હોયની કે, "જુઓ વર આવે છે, તેને મળવા વગર વિલંબે નીકળો."



## પ્રકરણ ૧૩ મું.

એ સિદ્ધાંતના આ સંક્ષિપ્ત વૃત્તાંતમાં નિચેની વાતો એની સાબિતી કે પ્રતિપાદનને સારૂ તારવી કાઢેલી છે. તે ખાસ ધ્યાનમાં રાખવા લાયક છેઃ—

૧. શરૂઆતનાં બે ત્રણ સૈકાં જે જાત જાતના મતમતાંતરોથી મુક્ત હતાં, તે દરમિયાન ખ્રીસ્તની સાર્વત્રિક મંડળી હજાર વર્ષના રાજ્ય અગાઉના ખ્રીસ્તના પુનરાગમનનો શાસ્ત્રસિદ્ધ મત માનનારી હતી, એ નિઃસંદેહ છે.

૨. કાન્સટનટીન બારશાહની કારકીર્દિમાં મંડળીના જગત સાથેના સંસર્ગને લીધે ખ્રીસ્તના પુનરાગમનની ધન્ય આશા ઝાંખી થવા પામી હતી. ત્યારપછી મધ્યકાલિન જમાનાના મંડળીમાં વ્યાપેલા આત્મિક અંધકાર તથા પતિતાવસ્થાને લીધે એ આશા તદન લોપ થઈ હતી.

૩. મોટા ધર્મસંજીવનના અરસામાં એ સંબંધીની આશા કંઇક અંશે પુનરૂદ્ધૃત થઇ હતી, એમ કહેવાય છે.

૪. પ્રોટેસ્ટંટ મતના માનનારાઓ શરૂઆતમાં કેટલાક સમય સુધી રૂમના પાપીઓના ધર્મશિક્ષણથી જેમ જોઇએ તેમ છૂટા થયા નહતા; તેથી ખ્રીસ્તના પુનરાગમના સિદ્ધાંતની ગણના મંડળીના આશાસ્પદ તરીકે સંપૂર્ણ રીતે થઈ નહતી.

૫. એ સિદ્ધાંતના છૂટા છવાયા હિમાયતીઓ મંડળીમાં હરવખતે મળી આવ્યા હતા, એ નિઃસંદેહ છે.

૬. હાલના વખતમાં પણ ખ્રીસ્તની સાર્વત્રિક મંડળીમાં એ મતનો સ્વીકાર કરનારાઓ તથા તેના હિમાયતીઓની સંખ્યા વધતી જાય છે. વળી “ એમ યહોવાહદેવ કહે છે,” એટલે તે વિશ્વાસયોગ્ય છે, એવું માનનારાઓ પણ દિવસે દિવસે ઉમેરાતા જાય છે.

હવે આ વૃત્તાંત વાંચનાર દરેક વિચારવંત ખ્રીસ્તી માણુસને એમાંથી ખાસ અસરકારક તથા આત્મિક જાગ્રતિ કરાવનાર બોધ મળ્યા વિના રહેશે નહિ, એવું અમારૂં માનવું છે; કેમકે એ વિષય સંબંધી અજાણુ રહેવું, એ ઠીક નથી.

આ ઉપરથી આપણને એવું માલમ પડયું હશે કે, જ્યાં સુધી મંડળીએ ખ્રીસ્ત સાથેની સંગતમાં ચાલીને પવિત્ર આત્માનો આશ્રય ધર્યો તથા "એમ યહોવાહ દેવ કહે છે" એટલે તે ખાસ વિશ્વાસ યોગ્ય છે, એવી રીતનું પવિત્ર શાસ્ત્રની વાતોનું પાળણુ કર્યું; ત્યાંસુધી સર્વ અત્મિક બાબતા સંબધી તેની સમજ ઉઘડેલી રહી, તથા પોતાના પ્રિય તારનાર ઇસુના આગમનની હર્ષભરી આશા કે અપેક્ષા રાખી રહી હતી, એમ કહેવાય; કેમકે સર્વ જમાનામાં સઘળા વિવાદોનું સમાધાન કે નિરાકરણુ પવિત્ર શાસ્ત્રની હરેક વાત ઇશ્વરપ્રેરણાથી આપવામાં આવી છે, તેથી તે સર્વ વિશ્વાસ યોગ્ય છે, એવા વિશ્વાસની દઢ માન્યતાથી થાય છે, એ નિશ્ચય પુર્વક વાત છે. વળી જે વેળા મંડળીએ જગતના પોકળ મધુર વચનોથી મોહિત થઇને તેની સાથે સંગત કરી તથા જગીક સત્તા પ્રાપ્ત કરવાની લાલચમાં લપટાઇ તેજ વેળા તે પોતાની પવિત્ર સ્થિતિમાંથી પતિત થઈ.એવી વેળાએ જગતથી વિમુખતા ધરાવીને ખ્રીસ્તની પાછળ ચાલવામાં તેને ઘણી મુશ્કેલી પડી હતી. તે સમયે તેણે ખ્રીસ્તનો વધસ્તંભ પોતાના શરીર પરથી ઉતારી મૂકીને દેવળો પર, જીવનવૃત્તિમાંથી બહારની ક્રિયા કે વિધિ-સંસ્કારો પર ટંગાની રાખ્યો હતો, એમ કહેવાય. તેથીજ તે ધન્ય વધસ્તંભ ઉંચકવાથી પ્રાપ્ત થતી ખ્રીસ્તની સજીવ સંગત કે સમાગમ ગુમાવી બેઠી હતી. પરંતુ ધર્મની

પોકળ તથા નિર્જીવ માન્યતા પોતે ધરાવનાર છે, એવું બતાવવા વધસ્તંભની કૃત્રિમ આકૃતિ કે પ્રતિમા પહેરવાનું ત્યાપછી શરૂ કર્યું હતુ. વળી જેમ જેમ જગીક ધનદોલત તથા આબાદી વધતાં ગયાં, તેમ તેમ એશઆરામ કે સુખ વિલાસમાં તે પડી, ને મોટામોટા રાજમહેલો બંધાવી સુશોભિત પલંગો પર પોતાનું સુકોમળ અંગ મરડીને એવું કહેતી કે, "હું તો હવે રાજાની રાણી છું, ને નિરાધાર વિધવા નથી કે મારે દુઃખના દિવસો જોવાનો પ્રસંગ આવે."

## પ્રકરણ ૧૪ મું.

જ્યારે મંડળી જગીક પુર આબાદીમાં પોતાના દિવસો નિર્ગમન કરવા લાગી; ત્યારે તેને પોતાના વિયોગી પ્રભુ ઇસુની ખોટ માલમ પડી નહિ. મારો પ્રભુ વિયોગીજ રહે છે, એવું કહીને તે પોતાની સ્થિતિથી સંતોષ માની બેઠી. તેના સંબંધીની ઇચ્છા કે ઉત્કંઠા તેને રહી નહિ. વળી કોઈ અપતિવ્રત્તા સ્ત્રીની પેઠે ખ્રીસ્ત સંબંધીના બધા વિચારો પોતાના મનમાંથી કાઢી નાખ્યા, ને ભવિષ્યના પોતાના ઐહિક સુખને સારૂ નવા નવા તરંગો રચવા શરૂ કર્યા, એમ કહેવાય.

વળી ઓરીજેન જેવા શિક્ષકોને પોતા મધ્યે સંઘરવાથી તે પોતા પર દુઃખનો મોટો અંબાર લાવી બેઠી. તેઓ લોકોને એવું શિક્ષણ આપતા કે, પવિત્ર શાસ્ત્રની વાતો જેવા છે તેવાજ અર્થમાં સમજવાની નથી. તે ઉપરાંત તેઓ પવિત્ર લેખની વાતો પર એવી એવી નાપસંદ ટીકાઓ કરતા હતા કે, પવિત્ર શાસ્ત્ર તો હરેક કલ્પનાખોર ટીકાકારના હાથમાં કુંભારની માટીના જેવું જાણે હોયની, એમ માણુસની વ્યર્થ તથા પતરાજખોર તથા વિચિત્ર વિચાર

સંકલ્પના વડે જેની જેવી મરજી થાય, તેવા તેના વિવિધ ઘાટ ઘડવા કે ટીકા કરવા કે પછી ગમે તે કહો, તે કરવા લાગ્યા હતા, એમ કહેવાય.

મંડળીએ પવિત્ર આત્માની સરળ તથા સીધી વાતો પડતી મુકી હતી, તેથીજ એવું પરિણામ આવ્યું હતું. વળી જે માર્ગ પર હાલમાં તે ચાલતી હતી, તે યોગ્ય છે, એવું બહાનું કાઢતાં જેમ અસલના ઇસ્રાએલીઓનાં મન દેવ વિષે અંધરાયલાં થયાં હતાં, તેમ તે એ વેળા આત્મિક અંધકારથી વેષ્ટિત થઇ. રૂમના પાપાઓએ જે જુલમ ગુજાર્યો હતો; તે દેવની વાતોના મંડળીની હસ્તક થતા અઘટિત કારભારનુંજ પરિણામ હતું, એમ કહેવાય. જેઓ દેવની વાતોનો યોગ્ય કારભાર કરતા નથી, તેઓ સવ પર હમેશાં દેવનો દોષારોપ રહે છે, એ ખાતરીપૂવક છે.

પરંતુ આબાદીના સમયો બાદ મંડળીની વિશુદ્ધિ કરનાર તથા પ્રથમની પવિત્ર હાલતમાં લાવી મુકનાર સતાવણી કે વિપત્તિ આવી, એમાં દેવની કૃપા સમજાય છે. જે વેળા મંડળી ખ્રીસ્તની સાક્ષી પુરતી રહી, તે વેળા તે જગત તરફથી સતાવણી પામતી રહી હતી; પરંતુ જ્યારે તે પોતાના તારનાર પ્રત્યે અવિશ્વાસુ થઇ, ત્યારે તેને જગત તરફથી સન્માન મળ્યું. પણ જે વેળા ત સન્માન પામી તે વેળા થયું શું કે, તેની મધ્યે વિવિધ પંથ કે ફાંટા દાખલ થયા. પણ આ એક વાતમાં તેઓ જાણે એકમત રહ્યા હોય એમ જણાય છે, એટલે કે તેઓ સર્વ ખ્રીસ્તના ત્વરિત આગમનનો ઇન્કાર કરતા રહ્યા છે. ખ્રીસ્ત જે તેમનો ખરો જીવનદાતા છે, તેના અવિશ્વાસુ શાહેદોની પેઠે સર્વ વિવિધ મતાંતર ધરાવનારાઓ એવીજ સાક્ષી પુરતા માલમ પડે છે કે, અમે તો અમારા વિયોગી સ્વામી

પ્રભુ ઈસુ પ્રત્યે વિશ્વાસુ કે વફાદાર રહી શકીએ એમ નથી; કેમકે તે આવતાં વાર લગાડે છે ને અમારે આ જગતમાં રહેવાનુ છે, તેથી તેની સાથે સારો મેળ રાખી રહેવાની અગત્ય છે.

આ પરથી આપણને એ પણ માલમ પડયું કે, જે વેળા મંડળી જગીક સત્તા કે અધિકાર પ્રાપ્ત કરવામાં રોકાયલી રહી, તે વેળા તેને ખ્રીસ્તના પુનરાગમનની ધન્ય આશાનો ઇનકાર કરવાનો વખત આવ્યો હતો. હાલના સમયની મંડળીઓની સ્થિતિ એકંદરે એવીજ છે, એમ કહેવાય; કેમકે અત્યારે પણ મંડળીઓમાં આ જગત પરની મોટાઇ કે સત્તાધિકાર મેળવવાની યુક્તિઓ દીઠામાં આવે છે. અત્યારે મંડળી ખ્રીસ્તના અવિલંબિત આગમનનો ઇનકાર કરતી તથા તેના વિયોગીપણાએ કરીને નીપજતો સંતોષ ધરાવી બેઠેલી દીઠામાં આવે છે. એ ઉપરથી આપણને ખાસ બોધ મળે છે કે, જ્યારે જ્યારે મંડળી પોતાનો ખરો હેતુ ચુકીને આ જગત પરની મોટાઇ મેળવવા મથે છે, ત્યારે તે ખ્રીસ્તના પુનરાગમનનો ઇનકાર કરનારી થાય છે. એ નિઃસંદેહ છે.

## પ્રકરણ ૧૫ મું.

પોતા વિષે સંતોષ માની બેઠેલી તથા ધનદોલતનો મત્સર કરનારી તથા કશાની પણ ગરજ નહિ રાખનારી લાઓદીકીયાની મંડળીના જેવી સ્થિતિ હાલની મંડળીઓમાં જોવામાં આવે છે. વળી હાલમાં પવિત્ર શાસ્ત્રના કહેવાતા શિક્ષકોના મુખથી એવી વાતો સાંભળવામાં આવે છે કે, હજાર વર્ષના રાજ્યનો સર્વોત્તમ તથા મહિમાવાન તથા સુવર્ણ જમાનો મંડળી સુવાર્તાના ફેલાવે કરીને આ જગતમાં દાખલ કરાવી શકશે. પરંતુ જે મોટી ભૂલ ૧૬ સેં વરસ પર થઇ હતી, તેવીજ આ ભૂલ છે. તેજ ભૂલ

ભરેલા મતથી ખેંચાઇને તેણે જગત સાથેની નાપસંદ સંગત પહેલાં કરી હતી.

એમ છતાં અત્યારે ફિલાદેલફીઆની મંડળી જેવી સ્થિતિ પણ કેટલેક અંશે નજરે પડે છે, એ દિલાસાદાયક વાત છે. કેટલાક માણસો મંડળીમાં ઘુસી ગયલા વિવિધ મતાંતરોથી પડેલા વિવિધ ફાંટામાંથી નીકળી આવી ખ્રીસ્તના પુનરાગમનના પુરાતન તથા શાસ્ત્રસિદ્ધ સિદ્ધાંત કે મત ભણી પોતાનાં મન વાળે છે, ને તેની વાટ ધીરજથી જુએ છે. અત્યારે સઘળી પ્રજાઓના લોકોનાં મન ભારે અસંતોષથી ખળભળી ઉઠયાં છે તેનો, તથા હમણાંજ પુરા થયલા મહાયુદ્ધનો, તથા સર્વત્ર માલમ પડતા નાસ્તિકપણાનો તથા ભુંડાઇના અધિકાધિક વધતા જતા પ્રમાણનો વિચાર કરીએ છીએ; ત્યારે આ છેલ્લા દિવસોમાં પ્રગટ થનાર પાપના માણસ કે ખ્રીસ્ત વિરોધીના પ્રગટ થવાની વાત યાદ આવે છે. અત્ય રે સર્વ મંડળીઓમાં જગીક ભાવના તથા ખ્રીસ્તની સાદી ને સરળ સુવાર્તા પ્રત્યેનો અભાવ ઘણો નજરે પડે છે. પરંતુ એ સર્વનો પુરાવો શાસ્ત્રમાં મળી આવે છે; કેમકે આ છેલ્લા દિવસોમાં એ બધું થનાર છે, એનાં ભવિષ્યો તેમાં આપેલાં છે.

હવે આપણે ધારીએ કે કલ્પીએ તે કરતાં પ્રભુ ઈસુના આવવાનો ધન્ય તથા મોટો દિવસ નજીક છે, એમ કહેવાય. કદાપિને તે એટલો નજીક હોય એવું લાગે છે કે, આ વૃત્તાંત આપણે હજુ વાંચતા હોઇએ, એટલામાં છેલ્લા રણશિંગડાનો અવાજ આપણે કાને પડે, ને આપણે દેવની હજુરમાં સદા સર્વકાળને માટે પહોંચી જઇએ. એ સિદ્ધાંત વિષેનું પુરતું અજવાળું આપણને પડયા છતાં જો આપણે તે વિષે બેદરકાર રહીએ, તો તેનો હિસાબ દેવની આગળ આપણને આપવો પડશે, એ ખાતરીપૂવક છે.